# A GUIDE TO SANSKRIT TEACHER.

## ( FOR STANDARD IV. )

Prepared by

N. M. SHAH, B. A.

AHMEDABAD.

Published by

NARANLAL MOTILAL SHAH.

BOOKSELLER & PUBLISHER,

Richey Road—AHMEDABAD.

Printed at —"Shri Praja Hitarth Mudralaya" Shahpur
Ahmedabad–by Dahyabhai Dalpatram Patel.

Price Rs 0–12–0

Copies 1000. First Edition.

1918

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૩ | અવર્ણોમાં | કાઢી નાખો |
| ,, | ,, | બતાવેલા | ''તાવેલા વર્ણો |
| ૨ | છેલ્લી | ज+ञ् | ञ्+ज |
| ૩ | ૪ | न् | न ग् |
| ,, | ૯ | च, ज, | स, ज् झ् |
| ,, | ૧૩ | ढ, ण | ढ, ण् |
| ,, | છેલ્લી | મારે | માટે |
| ૪ | ૧ | ઓષ્ઠ | કંઠ |
| ૫ | ૧૨ | Sibitant | Libilant |
| ૮ | ૨૦ | न: | म: |
| ૧૦ | ૧૪ | કરવે | કરવો |
| .૨ | ૧૨ | વ્યંજની | વ્યંજનાન્ત |
| ૧૨ | ૧ | युध | युध् |
| ૧૩ | ૧૦ | ह | ह् |
| ૧૪ | ૭ | उपान्त्य | उपान्त्य |
| ૧૫ | ૧૨ | अश्व | अश्वाव् |
| ૧૬ | ૧૮ | तराण्ड | तरम्वि |
| ૧૯ | ૬ | चिव् | विच् |
| ૨૦ | ૫ | अह | अह् |
| ૨૦ | ૧૬ | स्र् | ज् |

| | | | |
|---|---|---|---|
| ૨૧ | ૪ | स: | त: |
| ૨૩ | ૧ | पितृ+ऋण=पितॄण | पितृ+ऋण=पितॄण |
| ૨૪ | ૨ | क्षुम्याय: | क्षुभ्याव: |
| ૨૪ | ૭ | लुम् | लुम्. |
| ૨૬ | ૫ | हृष | हृष् |
| ૨૮ | ૫ | उपात्य | उपान्त्य |
| ૨૯ | ૧૪ | आय् | आय्+अ |
| ૩૦ | ૧૮ | क | उ |
| ૩૧ | ૧ | घोषयाथि | घोषयामि |
| ૩૩ | ૩ | રતું | થતું |
| ૩૩ | ૫ | गण | गण् |
| ૩૩ | ૧૦ | कथायामि | कथयामि |
| ૩૪ | ૧૩ | धात्वथो | धात्वर्थो |
| ૩૫ | ૧૮ | संह | संहृ |
| ૩૫ | ૧૭ | આમતમા | આતમમાન |
| ૩૬ | ૧ | पि: | पि |
| ૩૮ | ૪ | लिंग | लिंगभेद |
| ૩૯ | ૧૪ | સંસ્કૃતમ | સંસ્કૃતમાં |
| ૪૦ | ૬ | જાતિ નામ | જાતિનું નામ |
| ૪૧ | ૩ | अश्व चरति | अश्वश्चरति |
| ૪૭ | ૧૪ | दोव कयम् | देवालयम्. |
| ૪૯ | ૩ | अल | अल् |
| ૪૯ | ૧૨ | भहा | महा |

| | | | |
|---|---|---|---|
| ૫૨ | ૮ | कृपण: | कृपय: |
| ૫૩ | ૧ | आरणा | अरिणा |
| ૫૫ | ૧૩ | मानु | मानु |
| ૫૬ | ૧૮ | नय् | नाय् |
| ૬૦ | ૮ | विधी | निधी |
| ૬૨ | ૭ | | इ |
| ૬૩ | ૫ | वर्धस | वर्धसे |
| ૬૮ | ૧ | छ | च |
| ૬૯ | ૯ | रामछ: | रामषष्ठ: |
| ૭૧ | ૩ | अगसत्यस्य | अगस्त्यस्य |
| ૭૨ | ૬ | ने | ने બદલે |
| ૮૧ | ૬ | અન્ત્ય | અન્ત્ય |
| ૮૨ | ૧૩ | | गार्भिण्या: |
| ૮૮ | ૯ | क्षुम् | क्षुम् |
| ૮૯ | ૧૮ | vin | even |
| ૯૦ | ૯ | नखलु | न खलु |
| ૯૧ | ૧૧ | अस्मिन् | अस्मिन् |
| ૧૦૦ | ૯ | પાડીને | પીડીને |
| ૧૦૨ | ૧ | त्पक्तुम् | त्यक्तुम् |
| ૧૦૨ | ૧૭ | ऊध्वा | ऊढ्वा |
| ૧૦૬ | ૯ | हृथा | हृथा: |
| ૧૧૧ | ૧ | नास्ति | न अस्ति |
| ૧૧૫ | ૧ | प्रसिद्धा: चोरा: | येऽमीचौरास्ते |

| | | | |
|---|---|---|---|
| ૧૧૮ | ૩ | उक्त्या | उक्त्वा |
| ૧૨૨ | ૨ | त्यक्तुं | त्यक्तुम् |
| ૧૨૨ | ૯ | ઋકાન્ત | ઋકારાન્ત |
| ૧૨૩ | ૮ | नन्तु | गन्तु: |
| ૧૨૭ | ૧૮ | संपथाम् | संपदाम् |
| ૧૪૦ | ૫ અને ૬ | मत्या | मत्या: |
| ૧૪૦ | ૧૪ | वाराणाम् | वारीणाम् |
| ૧૪૮ | ૪ | धेन्वाम् | धेनूनाम् |
| ૧૪૪ | ૬ | ननान्दृ | ननान्दृ |
| ૧૪૭ | ૧૬ | अन: | नृन: |
| ૧૫૨ | ૧ | अनगो: | अनयो: |
| ૧૫૨ | ૩ | इमाभि | इमानि |
| ૧૫૩ | ૩ | कस्या | कस्या: |
| ૧૫૩ | ૧૨ | अन्या याम् | अन्याभ्याम् |
| ૧૫૫ | ૫ | सुहृद | सुहृद: |
| ૧૬૧ | ૭ | भवद् याम् | भवद्भ्याम् |
| ૧૬૧ | ૨૦ | भवता | भवती. |
| ૧૬૨ | ૨૦ | | सुलभ |



# GUIDE TO SANSKRIT TEACHER.

# પાઠ પહેલો.



## વર્ણ વિચાર,

સંસ્કૃતમાં નીચે પ્રમાણે વર્ણો છે:-

( अ ) अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ऐ, ओ, औ.

(ब) क्, ख्, ग्, घ्, ङ्
च्, छ्, ज्, झ्, ञ्
ट्, ठ्, ड्, ढ्, ण्
त्, थ्, द्, ध्, न्
प्, फ्, ब्, भ्, म्
य्, र्, ल्, व्
श्, ष्, स्
ह्

આ વર્ણોમાં (अ) માં બતાવેલા स्वर કહેવાય છે. કારણ કે તેમનો ઉચ્ચાર પોતાની મેળે બીજા કોઈ વર્ણના મિશ્રણ શીવાય થઈ શકે છે. 'સ્વર' स्वृ ધાતુ ઉપરથી આવેલો છે. 'स्वर' એટલે જે વર્ણનો બીજા વર્ણની મદદ શિવાય ઉચ્ચાર થઈ શકે. स्वर બે જાતના છે ( ૧ ) ह्रस्व स्वर; अ, इ, उ અને ऋ અને ऌ, હ્રસ્વ સ્વર કહેવાય છે. ( ૨ ) दीर्घ स्वर; आ, ई, ऊ, ए, ऐ, ओ, औ અને ॠ દીર્ઘ સ્વર કહેવાય છે.

अ નું દીર્ઘ રૂપ आ થાય છે.

इ નું દીર્ઘ રૂપ ई થાય છે.

उ નું દીર્ઘ રૂપ ऊ થાય છે.

ऋ નું દીર્ઘ રૂપ ॠ થાય છે.

ऌ નું દીર્ઘ રૂપ થતું નથી.

( ब ) માં બતાવેલા શબ્દો ' **व्यंजन** ' કહેવાય છે; કારણ કે તે વર્ણો સ્વરનું મિશ્રણ કર્યા વગર સ્પષ્ટ રીતે ઉચ્ચારી શકાતા નથી. **व्यंजन** શબ્દ **वि+अञ्ज्**માંથી થયેલો છે; તે ક્રિયાપદનો અર્થ ' મિશ્રણ ' કરવું થાય છે. માટે જે વર્ણનો સ્વતઃ—પોતાની મેળે-ઉચ્ચાર થઈ શકે નહિ પણ સ્પષ્ટ ઉચ્ચાર કરવાને બીજા વર્ણના મિશ્રણની જરૂર પડે છે તેને આપણે **व्यंजन** કહીએ છીએ. દાખલા તરીકે આપણે ક, ખ ( ક્+અ; ખ્+અ ) એમ બોલી શકીએ છીએ. પણ ક્, ખ્ એમ સ્પષ્ટ બોલી શકતા નથી, તેમની અંદર કોઇપણ સ્વરનું બોલતી વખતે મિશ્રણ કરવું પડે છે. માટે તે વ્યંજન કહેવાય છે.

જ્યારે એ વ્યંજનો ( સ્વરના વ્યવધાન વગર ) સાથે આવેલા હોય છે, ત્યારે આપણે તેમને **संयुक्त व्यंजन** ( conjunct consonant )કહીએ છીએ. સંયુક્ત વ્યંજનોથી વિદ્યાર્થીઓ પરિચિત હોય છે એટલે તે સંબંધમાં અહિં કહેવામાં આવશે નહિ. માત્ર क्ष and ज्ञ એ બે સંયુક્ત વ્યંજનો ધ્યાનમાં રાખવા; क्ष्=क्+ष्. અને ज्ञ्: ज्+ञ.

સંસ્કૃત ભાષામાં સગવડતા સારૂ આ વ્યંજનોને જુદા જુદા વર્ગોમાં ગોઠવવામાં આવ્યાં છે. તે વર્ગોનાં નામ જાણવાં જરૂરનાં છે. માટે તે અત્રે આપવામાં આવ્યાં છે.

क्, ख्, ग, घ्, ङ्—એ क વર્ગના વ્યંજનો કહેવાય છે. તેમનો ઉચ્ચાર कंठ ( throat ) માંથી થાય છે. માટે એ कंठस्थानीय व्यंजनो ને નામે ઓળખાય છે. कंठस्थानीय એટલે કંઠમાંથી જેમનો ઉચ્ચાર થતો હોય તે; તેનું ઇંગ્રેજી નામ " Gutturals " છે.

च, छ्, ज, झ, ञ्—એ च વર્ગના વ્યંજનો કહેવાય છે. તેમનો ઉચ્ચાર तालु ( Palate )માંથી થાય છે. માટે પાંચ વર્ણો तालुस्थानीय व्यंजनो ને નામે ઓળખાય છે. તેમનું ઇંગ્રેજી નામ Palatals છે.

ट्, ठ्, ड्, ढ, ण,—એ ट વર્ગના વ્યંજનો ગણાય છે. તેમનો ઉચ્ચાર मूर्ध ( મગજ )માંથી થાય છે. માટે એ मूर्ध स्थानीय व्यंजनो ગણાય છે. તેમનું ઇંગ્રેજી નામ Cerebrals છે.

त्, थ्, द्, ध्, न्,—એ त વર્ગના વ્યંજનો ગણાય છે, તે दन्त ( દાંત tooth. )માંથી બોલાય છે. માટે તે दन्तस्थानीय व्यंजनो કહેવાય છે. ઇંગ્રેજીમાં તે dentals કહેવાય છે.

प्, फ्, ब्, भ्, म्—એ प વર્ગના વ્યજનો કહેવાય છે. તે ओष्ठ ( હોઠ–lip )માંથી બોલાય છે, માટે તે ओष्ठस्थानीय (Labials) કહેવાય છે.

વળી ह् ઓષ્ઠસ્થાનીય ગણાય છે.

य् and श् તાલુસ્થાનીય ગણાય છે.

र् and ष् મૂર્ધસ્થાનીય ગણાય છે,

ल् અને स् દન્તસ્થાનીય ગણાય છે.

આ પ્રમાણે એક વર્ગીકરણ પુરૂં થયું.

| | |
|---|---|
| क वर्ग,<br>च वर्ग<br>ट वर्ग<br>त वर्ग<br>प वर्ग | એ દરેક વર્ગના પહેલા બે અક્ષરોને **અઘોષ વ્યંજન** અથવા hard consonants કહેવામાં આવે છે. માટે અઘોષ વ્યંજન નીચે પ્રમાણે છે:— |

| | |
|---|---|
| क्, ख्—ક વર્ગના<br>च् छ्—ચ વર્ગના<br>ट् ठ्—ટ વર્ગના<br>त् थ्—ત વર્ગના<br>प् फ्—પ વર્ગના | + श्, ष् અને स्. |

તે ઉપરાંત श्, ष् and स् અઘોષ વ્યંજનો કહેવાય છે. આ પ્રમાણે **અઘોષ** વ્યંજનો તેર છે.

બાકીના વ્યંજનો **ઘોષ** [ soft consonants ) **વ્યંજનો** કહેવાય છે તે આ પ્રમાણે:—

| | |
|---|---|
| क वर्ग<br>च वर्ग<br>ट वर्ग<br>त वर्ग<br>प वर्ग | એ દરેકના ત્રીજા ચોથા અને પાંચમા અક્ષરો. |

એટલે કે ग्, घ्, ङ्—क वर्गना | ज्, झ्, ञ्—च वर्गना | ड्, ढ्, ण्—ट वर्गना | द्, ध्, न्—त वर्गना | ब्, भ्, म्—प वर्गना | +य्, र्, ल्, અને व्.

તે ઉપરાંત य्, र्, ल् અને व् પણ ઘોષ વ્યંજનો કહેવાયછે આ પ્રમાણે તેમની સંખ્યા ૧૯ થઇ છે.

ङ्, ञ्, ण्, न्, म् ને **अनुनासिक** કહેછે. ઈંગ્રેજીમાં તેને Nasal કહે છે.

य्, र्, ल् અને व् તે સંસ્કૃતમાં અંતઃસ્થ કહેવાય છે. ઈંગ્રેજીમાં તેમને semivowels અર્ધસ્વરો કહીએ છીએ.

श्, ष् and स् ઈંગ્રેજીમાં sibitant. કહેવાય છે.

જે સ્વરોમાં માત્ર હ્રસ્વ, દીર્ઘનો ફેર હોય તે **सवर्ण** (એકજાતના) **स्वरो** કહેવાય છે. આ પ્રમાણે अ, आ, ; इ, ई; उ, ऊ; ऋ, ॠ; આ **सवर्ण** સ્વરોનાં જોડકાં છે अ+इ, आ+ओ વગેરે **असवर्ण** સ્વરો કહેવાય છે.

ઉપરના પાઠનું પરિશીલન થાય તેટલા વાસ્તે નીચેના પ્રશ્નોનો વિદ્યાર્થીએ જવાબ આપવો.

૧ **सवर्ण स्वर** એટલે શું ? અને કેટલા **सवर्ण स्वर** છે ?

૨ **असवर्ण स्वर** એટલે શું ? તેમના દાખલા આપો.

૩ **घोष** વ્યંજનના દાખલા આપો.

૪ **अघोष** વ્યંજનના દાખલા આપો.
૫ **ओष्ठस्थानीय, दंतस्थानीय** વગેરે વ્યંજનો ગણાવો.

---

## પાઠ ૨.

## ધાતુવિચાર અને વર્તમાનકાળ.

વાક્યમાં મુખ્યત્વે બે વસ્તુઓ હોય છે; કર્તા અને ક્રિયાપદ. ક્રિયા કરનાર તે કર્તા: અને ક્રિયાને બતાવનારૂં પદ તે ક્રિયાપદ. અહિંઆં આપણે ક્રિયાપદ સંબંધી વિચાર કરવાનો છે.

સંસ્કૃતમાં ક્રિયાપદના રૂપાખ્યાનની સગવડ વાસ્તે **धातुઓના** જુદા જુદા વર્ગો પાડવામાં આવ્યા છે. તે કુલ વર્ગ ૧૦ છે. આ વર્ગને સંસ્કૃતમાં '*गण*' નામથી ઓળખાય છે. ગણુ એટલે વર્ગ; કેટલાક ધાતુઓ પહેલા ગણુના હોય છે. કેટલાક બીજા ગણુના હોયછે. કેટલાક ત્રીજા ગણુના હોય છે. વગેરે; આ ૧૦ ગણુમાંથી પહેલો, ચોથો, છઠ્ઠો અને દસમો સહેલા છે માટે સંસ્કૃત ભાષાની શરૂઆતમાં આ ગણોનો સૌથી પહેલો પરિચય વિદ્યાર્થીને કરાવવામાં આવે છે. અમુક ધાતુનો કયો ગણ તે તેને જે નિશાની લાગે છે તે ઉપરથી આપણે સમજી શકીએ છીએ. ગણુને ઈંગ્રેજીમાં Conjugation કહે છે.

પહેલા ગણુની નિશાની **अ** છે; એટલે કે પહેલા ગણુના ધાતુનાં આપણે રૂપાખ્યાન કરવાં હોય તો તેને **अ** લગાડવો પડે છે.

ચોથા ગણુની નિશાની **य** છે; એટલે કે ચૌથા ગણુના ધાતુના રૂપાખ્યાન કરતી વેળા આપણે **य** લગાડવો પડે છે.

છઠ્ઠા ગણના ધાતુની નિશાની अ છે.

દશમા ગણના ધાતુની નિશાની अय છે.

ક્રિયાપદ ક્રિયા બતાવે છે, પણ ક્રિયા ક્રિયામાં ફેર છે; આપણે કેટલીક વખત ચાલતી ક્રિયા વિષે બોલીએ છે, કોઇવાર થઇ ગયેલી ક્રિયા વિષે બોલીએ છીએ. અને કોઇવાર થવાની ક્રિયા વિષે બોલીએ છીએ. આ ભેદો બતાવા સારૂ આપણે ' કાળ ' વાપરીએ છે જેવાકે, વર્તમાનકાળ, ભૂતકાળ, ભવિષ્યકાળ વગેરે. આ કાળ બતાવવા સારૂ દરેક ભાષામાં અમુક પ્રત્યયો લગાડવામાં આવે છે. હમણાં આપણે વર્તમાનકાલનો વિચાર કરશું. શરૂઆતમાં એટલું કહેવું જરૂરનું છે કે જો કે ધાતુઓ જુદા ગણના હોઇને તેમની જુદી જુદી ગણ–નિશાનીઓ(conjugationatl signs લાગે છે તોપણ કાળ બતાવનાર પ્રત્યયો તો એક સરખાજ હોય છે. એટલે કે વર્તમાનકાળમાં પહેલા ગણના ધાતુને જે પ્રત્યય લાગે છે તેજ પ્રત્યયો વર્તમાન કાળમાં ચોથા ગણના ધાતુને લાગે છે

હવે વર્તમાન કાળના કયા પ્રત્યયો છે તે આપણે જોઇએ. શિક્ષિકામાં નીચે પ્રમાણે રૂપાખ્યાનો જડશે. सृज् (છઠ્ઠા ગણનો ધાતુ) ના રૂપાખ્યાન નીચે પ્રમાણે છે.

नश् [ ચોથા ગણનો ધાતુના નીચે પ્રમાણે:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| सृजामि | सृजावः | सृजामः | नश्यामि, | नश्यावः | नश्यामः |
| सृजमि | सृजथः | सृजथ | नश्यसि, | नश्यथः | नश्यथ |
| सृजति | सृजतः | सृजन्ति | नश्यति, | नश्यतः | नश्यन्ति |

આ બે ધાતુનાં રૂપાખ્યાનો સરખાવતાં આપણને જણાય છે કે વર્તમાન કાળના પ્રત્યયો નીચે પ્રમાણે છે:—

मि, वः ( v वस् ) मः ( v मस् )

सि, थः ( v थस् ) थ

ति, तः ( ie. तस् ) अन्ति.

ચાલો આપણે આ ઉપરાંત એક બીજા ગણના (second conjugation.) ધાતુનાં વર્તમાન કાળનાં રૂપ લઇએ અને તેને ઉપલા સાથે સરખાવીએ. अद्=ખાવું એ બીજા ગણનો ધાતુ છે. બીજા ગણની ગણ–નિશાની હોતી નથી એટલે કે બીજા ગણના ધાતુને, अ અથવા य જેવી કોઇ નિશાની લગાડવી પડતી નથી.

| सृज्-છઠ્ઠો ગણ, | नश्–ચોથો ગણ | अद् બીજા ગણનો ધાતુ. |
|---|---|---|
| सृजामि सृजावः सृजामः | नश्यामि नश्यावः नश्यामः | अद्मि अद्वः अद्मः |
| सृजसि सृजथः सृजथ | नश्यसि नश्यथः नश्यथ | अत्सि अत्थः अत्थ |
| सृजति सृजतः सृजन्ति | नश्यति नश्यतः नश्यन्ति | अत्ति अत्तः अदन्ति |

આ રૂપો જો આપણે સરખાવીએ તો પહેલા પુરૂષ એકવચનમાં દરેક ઠેકાણે આપણે मि જોઇએ છીએ. માટે વર્તમાન કાળમાં પહેલા પુરૂષ એકવચનનો પ્રત્યય मि છે. આ પ્રમાણે કરતાં આપણને જણાશે કે વર્તમાન કાળના પ્રત્યયો ઉપર કહી ગયા તેમ નીચે પ્રમાણે છે.

| | એકવચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| પહેલો પુરૂષ | मि, | वः | मः |
| બીજો પુરૂષ | सि | थः | थ |
| ત્રીજો પુરૂષ | ति | तः | अन्ति |

અહિં યાદ રાખવાનું છે કે જો કે ગુજરાતીમાં ક્રિયાપદને એકવચન અને બહુવચન હોય છે તો પણ સંસ્કૃતમાં ક્રિયાપદને ત્રણ વચન હોય છે. એક વચન ( જ્યાં કર્તા એકજ હોય ); દ્વિવચન ( જ્યાં કર્તા બે હોય ) બહુવચન ( જ્યાં કર્તા બે કરતાં વધારે એટલે કે અનેક ) હોય છે.

ત્યારે અત્યાર સુધીમાં આપણે શીખ્યા:—

૧ ધાતુઓ જુદા વર્ગના હોય છે.

૨ જુદા જુદા વર્ગની જુદી નિશાનીઓ હોય છે જેમકે अ, य, अय વગેરે.

૩ ધાતુના રૂપાખ્યાન કરતા પહેલાં ધાતુ જે ગણનો હોય તે ગણની નિશાની તેને લગાડવી જોઇએ.

૪ વર્તમાન કાળના પ્રત્યયો:—

૫ કાળના પ્રત્યયો ધાતુને ગણની નિશાની(अ, य અથવા अय. વગેરે) લગાડયા પછી લગાડવા.

૬ ક્રિયાપદને સંસ્કૃતમાં ત્રણ વચનો હોય છે.

---

# પ્રથમ ગણ વિચાર.

પહેલા ગણના ધાતુઓ શિક્ષિકામાં પાંચમે પાને આપેલા છે તે જોતાં કેટલાક ધાતુઓને છેડે સ્વર હોય છે જેમકે नी, जि, भू વગેરે; આ ધાતુઓ स्वरान्त કહેવાય છે, કેટલાક ધાતુઓને છેડે

વ્યંજન હોય છે જેમકે चर्, बुध् વગેરે; આ ધાતુઓને આપણે **व्यंजनान्त** કહીશું. પહેલાં આપણે **व्यंजनान्त** ધાતુઓના વર્તમાન કાળનાં રૂપ કેવી રીતે કરવાં તે જોઇશું.

ધારોકે આપણે चर् ચાલવું;નાં રૂપાખ્યાન કરવાં છે, પહેલા ગણની નીશાની अ છે. એટલે चर्+अ થયું. હવે આપણે વર્તમાન કાળના પ્રત્યયો લગાડીએ.

| | | |
|---|---|---|
| चर+मि | चर+वः | चर+मः |
| चर+सि | चर+थः | चर+थ |
| चर+ति | चर+तः | चर+अन्ति. |

હવે નિયમ ૧ લો:—अ ( गण નીશાની ) પછી પહેલા પુરૂષમાં 'म्' કે 'व्' થી શરૂ થતો પ્રત્યય આવે તો अ નો आ થાય છે. પહેલા પુરૂષના પ્રત્યયો मि, वः અને मः ; તે म् અથવા व् થી શરૂ થાય છે; માટે ત્યાં આગળ अ નો आ કરવો. એટલે चर+मि ને બદલે चरा+मि કરવું. चर + वः બદલે चरा+वः કરવું ને चर+मः બદલે चरा+मः કરવું.

નિયમ ૨ જો:—अ ( गणની નિશાની ) પછી अ થી શરૂ થતો પ્રત્યય આવે તો પહેલો अ ઉડી થાય છે. अ ની પછી अ થી શરૂ થતો પ્રત્યય अन्ति છે; બીજા બધા પ્રત્યયો વ્યંજનથી શરૂ થાય છે. માટે अन्ति આગળ अ કહાડી નાખવો. એટલે चर+अन्ति ને બદલે चर्+अन्ति થયું.

હવે રૂપો નીચે પ્રમાણે થયાઃ—

| | | |
|---|---|---|
| चरा+मि | चरा+वः | चरा+मः——૧ લા નિયમથી; |
| चर+सि | चर+थः | चर+थ |
| चर+ति | चर+तः | चर्+अन्ति—બીજા નિયમથી |

માટે चर्નાં વર્તમાન કાળનાં રૂપો નીચે પ્રમાણે થયાં:—

| | | |
|---|---|---|
| चरामि | चरावः | चरामः |
| चरसि | चरथः | चरथ |
| चरति | चरतः | चरन्ति. |

ઉપર પ્રમાણે वस् રહેવું; નાં રૂપો વિદ્યાર્થીએ તૈયાર કરવાં.

त्यज्નાં ઉપર પ્રમાણે કરતાં નીચે પ્રમાણે રૂપાખ્યાનો થશે.

| | | |
|---|---|---|
| त्यजामि | त्यजावः | त्यजामः |
| त्यजसि | त्यजथः | त्यजथ |
| त्यजति | त्यजतः | त्यजन्ति. |

હું તજું છું;અમે બે તજીએ છીએ;અમે (બહુ)તજીએ છીએ,
તું તજે છે; તમે બે તજોછો, તમે ( બહુ ) તજો છો;
તે તજે છે; તેઓ બે તજે છે; તેઓ ( બહુ ) તજે છે.

આ પ્રમાણે વિદ્યાર્થીએ वद् બોલવું; रक्ष् રક્ષણ કરવું; पत्=પડવું; વગેરેનાં વર્તમાન કાળના રૂપો તૈયાર કરવાં.

હવે જરાક વધારે ઉંડા ઉતરીશું: क्षुभ ખળભળવું;નાં રૂપો તૈયાર કરીએ.

बुध् पहेला गणुनों छे माटे अ [गणनी निशानी] लगाडवो.

नियम ३ जो—पहेला गणुनी अ निशानी लगाडतां पहेलां धातु स्वरान्त होय तो स्वरनो अने धातु व्यंजनान्त होय तो व्यंजनना पहेलाना ह्रस्व स्वरनो गुण करवो.

इ अथवा ई नो गुण, ए थाय छे.
उ अथवा ऊ नो गुण, ओ थाय छे.
ऋ अथवा ॠ नो गुण अर् थाय छे.
ऌ नो गुण अल् थाय छे.

दाखला:—

नी + अ होय तो ने + अ थाय.
भू + अ होय तो भो + अ थात.
स्मृ + अ होय तो स्मर् + अ थाय.
ऌ + अ होय तो अल् + अ थाय छे.

हवे बुध् धातु व्यंजननी छेः हवे बुध् + अ आ रूपमां अनी पहेलांना व्यंजन ( ध् ) पहेलां उ छे, ते स्वर छे ने वळी ह्रस्व स्वर छे. माटे अ लगाडतां पहेलां आउनो गुण करवो, एटले उ नो ओ थयो. माटे बुध्+अ ने बदले बोध्+अ थयुं. पछी प्रत्ययो लगाडवा.

| | | |
|---|---|---|
| बोध+मि | बोध+वः | बोध+मः |
| बोध+सि | बोध+थः | बोध+थ |
| बोध+ति | बोध+तः | बोध+अन्ति |

હવે ૧ લો અને ૨ જો નિયમ ધ્યાનમાં લેતાં.

| | | |
|---|---|---|
| बोधा+मि | बोधा+व: | बोधा+म: |
| बोध+सि | बोध+थ: | बोध+थ |
| बोध+ति | बोध+ति | बोध+अन्ति થયું. એટલે કે |

बुध्‌ના વર્તમાન કાળના રૂપો નીચે પ્રમાણે થયાં.

| | | |
|---|---|---|
| बोधामि | बोधाव: | बोधाम: |
| बोधसि | बोधथ: | बोधथ |
| बोधति | बोधत: | बोधन्ति. |

એ પ્રમાણે વિદ્યાર્થીએ रुह्=ઊગવું નાં રૂપાખ્યાનો જાતે તૈયાર કરીને નીચે આપેલાં સાથે મેળવી જોવાં.

| | | |
|---|---|---|
| रोहामि | रोहाव: | रोहाम: |
| रोहसि | रोहथ: | रोहथ |
| रोहति | रोहत: | रोहन्ति. |

ખુલાસો रुह् + अ; હવે अ પહેલાં ह તેની પહેલાં उ છે. (रुह्-र् + उ + ह्) उ હ્રસ્વ છે. માટે उ નો ગુણ ओ થાય છે માટે रोह् + अ.

તા. ક. ૩ જો નિયમ ઘણોજ અગત્યનો છે, ને વિદ્યાર્થીએ ખુબ મનમાં ઠસાવવો, તેમાં નીચલી બાબતો આવી જાય છે, अ ( પહેલા ગણની નિશાની ) લગાડતાં પહેલાં.

(૧) જો ધાતુ સ્વરાન્ત હોય તો ધાતુના છેવટના સ્વર ( अन्त्य स्वर ) નો ગુણ કરવો, अन्त्य स्वर એટલે અન્તે-

છેડે—આવેલો સ્વર; જેમકે नी ધાતુમાં ई, अन्त्य स्वर કહેવાય. भू ધાતુમાં ऊ, अन्त्य स्वर કહેવાય.

(૨) જો ધાતુ વ્યંજનાન્ત હોય તો જોવું કે अन्त्य अक्षरनी પહેલાંનો અક્ષર ( उपान्त्य अक्षर ) સ્વર છે કે નહિ. અને જો તે સ્વર હોય તો તે હ્રસ્વ (દીર્ઘ નહિ) સ્વર છે કે નહિ, જો તે હ્રસ્વ સ્વર હોય તો તેનો गुण કરવો, उपान्त्याक्षर એટલે અન્ત્ય અક્ષર—અન્તે અથવા છેડે આવેલો અક્ષર—ની પાસેનો [ આગલો ] અક્ષર જેમકે बुध्; તેમાં ध् એ અન્ત્યાક્ષર છે. ध् ની પહેલાંનો અક્ષર उ છે; માટે उ उपान्त्याक्षर થયો. આ उपान्त्याक्षर હ્રસ્વ સ્વર હોય તો તેના ગુણ કરવો. અહિ યાદ રાખવાનું કે व्यंजनान्त ધાતુમાં જો उपान्त्य अक्षर હ્રસ્વ સ્વર હોય તોજ તેનો गुण થાય: જો उपान्त्य अक्षर દીર્ઘ સ્વર હોય તો તેનો गुण થાય નહિ.

(૩) इ અથવા ई નો ગુણ ए થાય.
उ અથવા ऊ નો ગુણ ओ થાય.
ऋ અથવા ॠ નો ગુણ अर् થાય.
ऌ નો ગુણ अल् થાય.

અત્યાર સુધી આપણે પહેલા ગણના વ્યંજનાન્ત ધાતુનાં રૂપો કેમ કરવાં તે વિચાર્યું. હવે આપણે પહેલા ગણના સ્વરાન્ત ધાતુના વર્તમાન કાળના રૂપો સાધવા પ્રયત્ન કરશું. દાખલા તરીકે नी લઇ જવું દોરવું; પહેલા ગણની નિશાની अ છે. એટલે नी + अ.

હવે ત્રીજા નિયમથી, अ લગાડતાં પહેલાં અન્ત્ય સ્વર નો ગુણુ કરવો જોઇએ. ई નો ગુણુ ए થાય. માટે ने+अ થયો. હવે

નિયમ ૪ થો:—સંસ્કૃત ભાષામાં સ્વર એક બીજાની પડખે ભાગ્યેજ આવે છે.જુજ અપવાદો બાકી કરીએ તો એમ સામાન્ય રીતે કહી શકાય કે બે સ્વર એક બીજાની સાથે રહી શકે નહિ, તે બે સ્વર મળી જવા જોઇએ. આ બે સ્વરના મળી જવાને અથવા મિશ્રણને संधि કહે છે. સ્વર સંધિના નિયમો નીચે પ્રમાણેછે.

(अ) જો ए ની પછી કોઇ પણ સ્વર આવે તો ए ના अय् થાયછે,
(ब) જો ऐ ના પછી કોઇપણ સ્વર આવે તો ऐનો आय् થાય છે.
(क) જો ओની પછી કોઇપણ સ્વર આવે તો ओનો अव् થાય છે.
(ड) જો औની પછી કોઇપણ સ્વર આવે તો औનો आव् થાયછે.

દાખલા તરીકે

| | |
|---|---|
| ने+अ=नय्+अ; | अश्रौ+उ=अश्राव्+उ |
| भो+अ=भव्+अ | गै+अ=गाय्+अ |
| ह्वे+अ=ह्वय्+अ | ध्यै+अ=ध्याय्+अ વગેરે. |

ઉપલા નિયમથી ने+अ નો नय्+अ થયો. હવે વર્તમાનકાળના પ્રત્યયો લગાડવા અને પહેલા અને બીજા નિયમો રૂપાખ્યાન કરતાં લાગુ પાડવા, એટલે નીચે પ્રમાણે રૂપાખ્યાન થયાં.

| | | |
|---|---|---|
| नयामि | नयावः | नयामः |
| नयसि | नयथः | नयथ |
| नयति | नयतः | नयन्ति. |

એજ પ્રમાણે વિદ્યાર્થીએ क्षि=ક્ષય પામવો; જીર્ણ થવું નાં રૂપાખ્યાન કરવાં क्षि+अ; इ નો गुण થતાં क्षे+अ- ए નો अय् થતાં क्षय्+अ.

| | | |
|---|---|---|
| क्षयामि | क्षयावः | क्षयामः |
| क्षयसि | क्षयथः | क्षयथ |
| क्षयति | क्षयतः | क्षयन्ति |

એજ પ્રમાણે जि=જીતવું નાં રૂપાખ્યાનો વિદ્યાર્થીએ જાતે તૈયાર કરવાં.

હવે એક ઊકારાન્ત ધાતુ લઈએ भू=થવું. તેના રૂપો નીચે પ્રમાણે કરતાં भू+अ; પછી भो+अ નિયમ ત્રીજા પ્રમાણે; પછી भव्+अ નિયમ ૪ પ્રમાણે; પછી.

| | | |
|---|---|---|
| भवामि | भवावः | भवामः—નિયમ પહેલા અને |
| भवसि | भवथः | भवथ બીજા પ્રમાણે. |
| भवति | भवतः | भवन्ति |

એજ પ્રમાણે तॄ ના રૂપાખ્યાનઃ—स्मृ—યાદ રાખવું-નાંઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| तरामि | तरावः | तरामः | स्मरामि | स्मरावः | स्मरामः |
| तरसि | तरथः | तरथ | स्मरसि | स्मरथः | स्मरथ |
| तरति | तरतः | तरन्ति. | स्मरति | स्मरथः | स्मरन्ति |

ह्वे બોલાવવું નાં નીચે પ્રમાણેઃ—

| | | |
|---|---|---|
| ह्वयामि | ह्वयावः | ह्वयामः |
| ह्वयसि | ह्वयथः | ह्वयथ |
| ह्वयति | ह्वयतः | ह्वयन्ति. |

અહિં જે નિયમો બતાવ્યા છે તે નિયમો ધ્યાનમાં રાખીને ક્રમસર પાટીમાં વિદ્યાર્થીએ રૂપો તૈયાર કરવાં, તેમ કરવાથી આ નિયમો મનમાં ઠસી જશે.

ત્યારે આપણે પહેલા ગણના ધાતુનાં રૂપ કરતાં શું ધ્યાનમાં રાખવાનું ?

१ ગણની નિશાની લગાડવી.

२ ગણની નિશાની લગાડતા પહેલાં અન્ત્ય સ્વરનો અથવા ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ કરવો.

३ બે સ્વર પડખે આવે નહિ, માટે સ્વર સંધિનો નિયમ લાગુ પડવો.

४ પછી પ્રત્યયો લગાડવા; અને १ લો તથા २ જો નિયમ ધ્યાનમાં રાખવો.

પહેલા ગણના ધાતુનો અભ્યાસ હવે પુરો થવા આવ્યો; પણ હજુ થોડુંક બાકી છે, મનુષ્યના સુધારાના ઇતિહાસમાં હમેશાં ભાષા પહેલાં જન્મ પામે છે, અને પછી ભાષામાં વ્યુત્પત્તિ મેળવવા સારૂ વ્યાકરણ રચાય છે, ભાષા અથવા બોલી માણસોના વ્યવહાર ઉપર આધાર રાખે છે. ત્યાં વ્યાકરણના જેટલી ચોકસાઇ હોતી નથી, માટે હમેશાં દરેક ભાષામાં કેટલુંક એવું હોય છે કે જે વ્યાકરણને પત કરે નહિ, આવી વસ્તુઓને વ્યાકરણના કર્તાઓ દૂરથી નમસ્કાર કરે છે અને તેમને નિયમમાં લાવવાનો પ્રયત્ન ન કરતાં તે જેમ હોય તેમને તેમ તેને સ્વીકારેછે, આને ઈંગ્રેજીમાં

Irregularities કહે છે, આવી અનિયમિતતાઓ સંસ્કૃત ભાષામાં પણ છે, પહેલા ગણના ઘણા ખરા ધાતુઓ તો આપણે ઉપર આપેલા ચાર પાંચ નિયમોને માન આપી રહ્યા છે, પણ કેટલાકના રૂપો તે નિયમો માત્રથી સધાય તેમ નથી. તેવાઓનો હવે આપણે વિચાર કરીશું, આરંભમાં તો **गम्** જવું. **गम्** ને ગણની નિશાની લગાડતાં પહેલાં એકદમ **गम्** નો **गच्छ्** કરી નાંખવો ને ગણ નિશાની **गम्** ને ન લગાડતાં **गच्छ्** ને લગાડવી, આને આદેશ ( **आदेश** ) કહે છે માટે **गम्**ના રૂપાખ્યાનો નીચે પ્રમાણે:—

**गम्: गच्छ्+अ.**

| | | |
|---|---|---|
| गच्छामि | गच्छावः | गच्छामः |
| गच्छसि | गच्छथः | गच्छथ |
| गच्छति | गच्छतः | गच्छन्ति. |

તે પ્રમાણે **पा** નો **आदेश** **पिब्** થાય છે **पा** એટલે પીવું તેનાં રૂપો નીચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| पिबामि | पिबावः | पिबामः |
| पिबसि | पिबथः | पिबथ |
| पिबति | पिबतः | पिबन्ति. |

તેજ પ્રમાણે **स्था** ઉભા રહેવું તેનો **आदेश** **तिष्ठ्** છે. તેનાં રૂપો.

| | | |
|---|---|---|
| तिष्ठामि | तिष्ठावः | तिष्ठामः |
| तिष्ठसि | तिष्ठथः | तिष्ठथ |
| तिष्ठति | तिष्ठतः | तिष्ठन्ति. |

તેજ પ્રમાણે दृश् જોવું નો આદેશ पश्य् થાય છે. दृश् નાં રૂપો.

| | | |
|---|---|---|
| पश्यामि | पश्याव: | पश्याम: |
| पश्यसि | पश्यथ: | पश्यथ |
| पश्यति | पश्यत: | पश्यन्ति. |

આ આદેશો શિક્ષિકામાં આપેલા છે. તે કૌંસમાં લખેલા હોય છે, જુઓ પાનું સાતમું गम् ( गच्छ् ); पा ( पिब् ); स्था ( तिष्ठ् ) વગેરે.

આ પ્રમાણે પ્રથમ ગણનો વિચાર સમાપ્ત થાય છે. આ રૂપોથી વિદ્યાર્થી પરિચિત થાય તેટલા સારૂ નીચેના વાક્યો આપેલાં છે, તે સંસ્કૃત મંદિરાન્તઃ પ્રવેશિકામાંથી લીધેલાં છે,

નીચેનાં વાક્યોનો ગુજરાતી તરજુમો કરો.

| | | | |
|---|---|---|---|
| वदामि | सरसि | गच्छति | नयाव: |
| रक्षसि | वससि | नयति | सराम: |
| पतति | सरामि | बोधामि | वसत: |
| बोधसि | | भवति | बोधथ: |

નીચેના વાક્યોને સંસ્કૃતમાં ગોઠવો.

| | | |
|---|---|---|
| (તું) બોલે છે | (હું) રહું છુ. | તમે ભળોછો, |
| (તે) બોલે છે | (તું) પડે છે | હું રક્ષણ કરૂં છું |
| (તું) જાય છે | (અમે બે) પડીએ છીએ | |
| (હું) જાઉં છું | (તેઓ બે) જાય છે | |
| (તે) રહે છે | (તમે બે) ચાલો છો | |

# દ્વિતીયગણ વિચાર.

હવે આપણે બીજા ગણના ધાતુઓ સંબંધે વિચાર કરશું. બીજા ગણના ધાતુઓનાં રૂપો ઘણાં કઠીન છે, તેટલા આક હમણાં તેનો વિસ્તારથી વિચાર મુલતવી રાખીશું, માત્ર ઘણાજ વપરાશમાં આવતા બે ધાતુઓનાં રૂપો આપણે શીખીશું अस् હોવું અને अद्–ખાવું:

આપણે આગળ શીખી ગયા કે પહેલા ગણની માફક, બીજા ગણને નિશાની નથી એટલે કે ધાતુને વર્તમાન કાળના પ્રત્યયો (मि, वस्, मस् વગેરે) લાગલાજ લગાડવાના હોય છે. એટલે अद् ના રૂપો નીચે પ્રમાણેઃ—

| | | |
|---|---|---|
| अद्+मि, | अद्+वः | अद्+मः |
| अद्+सि, | अद्+थः | अद्+थ |
| अद्+ति, | अद्+तः | अद्+अन्ति. |

નિયમઃ—અનુનાસિક અથવા અંતઃસ્થ સિવાય બીજ કોઇ વ્યંજન પછી અઘોષ વ્યંજન આવે તો તે વ્યંજન જે વર્ગ-નો હોય તેનો પહેલો અક્ષર મુકવો. દાખલા તરીકે अद्+सि; द् એ વ્યંજન છે તે અનુનાસિક [ઙ્, ઞ્, ણ્, ન્, મ્,] નથી તેમ અંતઃસ્થ (ય્, ર્, લ્, વ્) પણ નથી. તેની પછી સ્ ( सि= स्+इ ) આવેલો છે; તે અઘોષ વ્યંજન છે, માટે द् જે વર્ગનો વ્યંજન છે તેનો પહેલો અક્ષર द् ને બદલે મુકવો. द् 'त वर्ग' નો વ્યંજન છે ને 'त वर्गना' વ્યંજનનો પહેલો અક્ષર त् છે,

माटे द् ने बदले त् मुकवो. એટલે अद् + सि ने બદલે अत्+सि थयुं, तेज प्रमाणे अद्+ति मां ति नो त् अघोष व्यंजन छे. माटे द् नो त् थयो, એટલે अद्+ति नुं अत्+ति थयुं; ते प्रमाणे अद्+थ नुं अत्+थ; अद्+तः नुं अत्+तः थयुं; ने अद्+थ नुं अत्+थ थयुं माटे रूपो नीचे प्रमाणे थयां.

अद्मि: अद्वः अद्मः अत्ति: अत्तः अदन्ति.
अत्सि: अत्थः अत्थ.

हवे अस् होवुं; तेनां रूपो:—

| | | |
|---|---|---|
| अस्+मि | अस्+वः | अस्+मः |
| अस्+सि | अस्+थः | अस्+थ |
| अस्+ति | अस्+तः | अस्+अन्ति |

द्विवचन अने बहुवचनमां अस्नो अ उडी जाय छे, अने त्रीजा पुरुष એકવચનમાં अस्नो स् उडी जाय छे माटे.

| | | |
|---|---|---|
| अस्मि | स्वः | स्मः |
| असि | स्थः | स्थ |
| अस्ति | स्तः | सन्ति |

हुं छुं: अमे बे छीએ; अमे (बहु) छीએ.
तुं छे: तमे बे छो; तमे [बहु] छो.
ते छे; तेओ बे छे; तेओ (बहु) छे

हवे बे सहेला धातु लईએ. स्ना स्नान करवुं, नहावुं, ने या=जवुं.

| | | | | | |
|---|---|---|---|---|---|
| स्नामि | स्नावः | स्नामः | यामि | यावः | यामः |
| स्नासि | स्नाथः | स्नाथ | यासि | याथः | याथ |
| स्नाति | स्नातः | स्ना+अन्ति | याति | यातः | या+अन्ति. |

નિયમઃ—જ્યારે अ, इ, उ, ऋ (હ્રસ્વ અથવા દીર્ઘ) ને ऌ પછી કોઇ સવર્ણ સ્વર આવે તો તે બેને બદલે દીર્ઘ સ્વર વાપરવો જેમકે अ+आ=आ; आ+आ=आ; इ+ई=ई; ई+ई=ई એ પ્રમાણે स्ना+अन्ति; आ+अ ને બદલે आ કરવો, કારણ કે બન્ને સવર્ણ સ્વર છે, માટે स्ना+अन्ति=स्नान्ति; એ પ્રમાણે या+अन्ति=यान्ति માટે રૂપો નીચે પ્રમાણે થયાં:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| स्नामि | स्नावः | स्नामः | यामि | यावः | यामः |
| स्नासि | स्नाथः | स्नाथ | यासि | याथः | याथ |
| स्नाति | स्नातः | स्नान्ति | याति | यातः | यान्ति. |

ઉપલો નિયમ સ્હેલો છે. તે છતાં તેનું સ્પષ્ટીકરણ નીચે આપેલું છે:—

(૧) જો अ કે आ ની પછી अ કે आ આવે તો બન્નેને બદલે आ મુકવો જેમકે क+अस्ति=कास्ति; न+आगत; नागत.

(૨) જો इ કે ई ની પછી इ કે ई આવે તો બન્નેને માટે ई મુકવી. परि+ईक्षा=परीक्षा;

(૩) જો उ કે ऊ ની પછી उ કે ऊ આવે તો બન્નેને બદલે ऊ મુકવું. मधु+उत्तिष्ठति=मधूत्तिष्ठति.

(૪) જો ऋ કે ॠ ની પછી ऋ કે ॠ આવે તો બન્નેને માટે

ऋ મુકવું પિતૃ+ ऋण પિતૄણ.

(૫) જો ऌ ની પછી ऌ આવે તો બન્નેને બદલે ॠ (દીર્ઘ ॡ) મુકવું. યાદ રાખવું કે સંસ્કૃતમાં દીર્ઘ ऌ નથી.

વિદ્યાર્થીએ अस् નાં રૂપો ખાસ યાદ રાખવાં; કારણ કે તે ઘણુંજ વપરાશમાં આવે છે.

ત્રીજો ગણુ આપણે હમણાં પડતો મુકશું; પાંચમો પણુ તેમજ કરશું.

---

# ચોથા અને છઠ્ઠા ગણુનો વિચાર,

હવે આપણે ચોથા અને છઠ્ઠા ગણુ વિષે વિચાર કરશું, ચોથો ગણુ અને છઠ્ઠો ગણુ એક બીજાને મળતા આવે છે. માટે આપણે તેમને અહિંઆં સાથે મુકયા છે. ચોથા ગણુની નિશાની य છે ને છઠ્ઠા ગણુની નિશાની अ છે આ નિશાનીઓ લગાડયા પછી વર્તમાન કાળના પ્રત્યયો લગાડવા. આ ગણુના ધાતુઓના રૂપ તૈયાર થશે. દાખલા તરીકે:—क्षुभ् ક્ષોભ પામવો; क्षुभ् ચોથા ગણુનો છે. માટે क्षुभ्+य.

| | | |
|---|---|---|
| क्षुभ्यामि | क्षुभ्यावः | क्षुभ्यामः |
| क्षुभ्यसि | क्षुभ्यथः | क्षुभ्यथ |
| क्षुभ्यति | क्षुभ्यतः | क्षुभ्यन्ति |

પહેલા ગણુના પાઠમાં આપેલા નિયમ ૧ અને ૨ અહિંપણુ લાગુ પડે છે. આ નિયમો એક સરખા સર્વે ગણુમાં લાગુ પડે

છે. તે નિયમોને આધારે क्षुभ्य+मि નો क्षुभ्यामि થયો તેજ પ્રમાણે क्षुभ्याव: અને क्षुभ्याम: માં થયું; क्षुभ्य+अन्ति માં अ ઉડી ગયો તે નિયમ ૨ ને આધારે.

नश्=નાશ થવો, મરી જવું; તેનાં:-

| | | |
|---|---|---|
| नश्यामि | नश्याव: | नश्याम: |
| नश्यसि | नश्यथ: | नश्यथ |
| नश्यति | नश्यत: | नश्यन्ति. |

આ પ્રમાણે વિદ્યાર્થીએ नश्, कुप्, लुभ्, क्रुध्, नृत्य् વગેરે શિક્ષિકામાં ચોથા ગણુના આપેલા ધાતુઓનાં રૂપો જાતે તૈયાર કરવાં.

હવે આપણે ચોથા ગણુની અનિયમિતતાઓ વિષે વિચાર કરશું.

૧ शम्: શાન્ત થવું, श्रम्: થાકવું. क्षम् ક્ષમા કરવી, मद् આનંદ પામવો અને क्लम् કલાન્તિ પામવી એટલા ધાતુઓના રૂપ કરતી વખતે તેમના ઉપાન્ત્ય अ નો आ કરવો, એટલે કે शम् ને બદલે शाम् કરવું; श्रम् ને બદલે श्राम् કરવું વગેરે માટે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| शाम्यामि | शाम्याव: | शाम्याम: | श्राम्यामि | श्राम्याव: | श्राम्याम: |
| शाम्यसि | शाम्यथ: | शाम्यथ | श्राम्यसि | श्राम्यथ: | श्राम्यथ |
| शाम्यति | शाम्यत: | शाम्यन्ति | श्राम्यति | श्राम्यत: | श्राम्यन्ति |

| | | | | | |
|---|---|---|---|---|---|
| क्षाम्यामि | क्षाम्याव: | क्षाम्याम: | माद्यामि | माद्याव: | माद्याम: |
| क्षाम्यसि | क्षाम्यथ: | क्षाम्यथ | माद्यसि | माद्यथ: | माद्यथ |
| क्षाम्यति | क्षाम्यत: | क्षाम्यन्ति | माद्यति | माद्यत: | माद्यन्ति |

એ પ્રમાણે क्लम् નાં રૂપો તૈયાર કરવાં,

૨ भ्रम् ભમવું તે ધાતુ પહેલા અને ચોથા ગણનો છે, જ્યારે તે ચોથા ગણનો હોય ત્યારે તેના ઉપાન્ત્ય अ નો વિકલ્પે आ કરવો; એટલે તેના રૂપ નીચે પ્રમાણે થય :-

| પહેલા ગણ પ્રમાણે. | | | ચોથા ગણ પ્રમાણે બન્ને રૂપો થવાના | | | |
|---|---|---|---|---|---|---|
| भ्रमामि | भ्रमावः | भ्रमामः | भ्रम्यामि | भ्रम्यावः | भ्रम्यामः | |
| भ्रमसि | भ्रमथः | भ्रमथ | भ्रम्यसि | भ्रम्यथः | भ्रम्यथ | અથવા |
| भ्रमति | भ्रमतः | भ्रमन्ति | भ्रम्यति | भ्रम्यतः | भ्रम्यन्ति | |

भ्राम्यामि भ्राम्यावः भ्राम्यामः
भ्राम्यसि भ्राम्यथः भ्राम्यथ
भ्राम्यति भ्राम्यतः भ्राम्यन्ति.

૩ બીજી અનિયમિતતાઓ આગળ આપવામાં આવશે.

---

હવે છઠ્ઠા ગણનો વિચાર કરશું. છઠ્ઠા ગણની નિશાની अ છે ધાતુને अ લગાડી આગલા પ્રત્યયો લગાડવા, બીજો કંઈ ફેરફાર તેમાં કરવો પડતો નથી જેમકે-

दिश् બતાવવું; सृज् બનાવવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| दिशामि | दिशावः | दिशामः | सृजामि | सृजावः | सृजामः |
| दिशसि | दिशथः | दिशथ | सृजसि | सृजथः | सृजथ |
| दिशति | दिशतः | दिशन्ति | सृजति | सृजतः | सृजन्ति |

જેમ, ચોથા ગણમાં તેમ અહિં પણ નિયમ ૧, ૩ લાગુ પડે છે,

એ પ્રમાણે વિદ્યાર્થીએ विश् દાખલ થવું, स्पृश् અડકવું; लिख् લખવું; વિગેરે ધાતુઓનાં રૂપ તૈયાર કરવા.

છઠ્ઠા ગણની અનિયમિતતાઓ:—

જેમ પહેલા ગણમાં गम् નો गच्छ् આદેશ થઇને રૂપાખ્યાન થાય છે તેમ છઠ્ઠા ગણમાં પણ કેટલાક ધાતુઓ છે કે જેને આદેશ હોય છે.

इष् ઇચ્છા રાખવી; તેનો इच्छ् આદેશ થાય છે.

प्रच्छ् પુછવું; તેનો पृच्छ् આદેશ થાય છે.

मुच् છોડી દેવું; તેનો मुञ्च् આદેશ થાય છે.

सिच् રેડવું; તેનું सिंच् થાય છે તેમના રૂપો નીચે પ્રમાણેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| इच्छामि | इच्छावः | इच्छामः | पृच्छामि | पृच्छावः | पृच्छामः |
| इच्छसि | इच्छथः | इच्छथ | पृच्छसि | पृच्छथः | पृच्छथ |
| इच्छति | इच्छतः | इच्छन्ति | पृच्छति | पृच्छतः | पृच्छन्ति |

| | | |
|---|---|---|
| मुंचामि | मुंचावः | मुंचामः |
| मुंचसि | मुंचतः | मुंचथ |
| मुंचति | मुंचतः | मुंचन्ति |

તા. ક, છાપવાની સગવડ વાસ્તે અહિં ञ् (मुञ्च्)ને બદલે અનુસ્વાર ( मुंच् ) વાપર્યો છે.

બાકીની અનિયમિતતાઓ આગળ આપવામાં આવશે. નીચેના વાકયોનું ગુજરાતી કરોઃ—

| | | | |
|---|---|---|---|
| वदामः | भवथ | स्मः | सन्ति |
| गच्छन्ति | वसन्ति | स्थ | जीवथ |
| बोधथ | अदन्ति | दहामः | नमन्ति |
| पुष्यामः | मुह्यामः | सृजथ | मुंचामः |
| नश्यन्ति | लुभ्यन्ति | इच्छन्ति | विशन्ति |
| नृत्यथ | स्पृशामः | पृच्छथ | |

નીચલા વાક્યોનું સંસ્કૃત કરોઃ—

| | |
|---|---|
| તમે બોલોછો ( **वद्** ) | તું ખાય છે. |
| અમે જઇએ છીએ | તેઓ બળે છે ( **वृह्** ચોથો ગણ |
| તે જાણે છે | અમે મરી જઇએ છીએ. |
| તમે દોરો છો | તેઓ નાચે છે ( **नृत्** ચોથોગણ) |
| અમે રહીએ છીએ | અમે યાદ રાખીએ છીએ (**स्मृ**) |

તમે ગુસ્સે થાઓ છો

અમે બે નાચીએ છીએ

તેઓ બે શાન્ત થાય છે.

તે સુકાય છે.

તમે થાકો છો.

અમે બે પુછીએ છીએ.

ચોથા અને છઠ્ઠા ગણમાં ગુણ થતો નથી, પહેલા ગણમાં ગુણ થાય છે.



# દશમા ગણનો વિચાર.



હવે આપણે દશમા ગણનો વિચાર કરીશું. દશમા ગણની નિશાની **अय** છે. હવે જેમ સામાન્ય રીતે પહેલા ગણમાં ધાતુના અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે તેમ દશમા

અણુમાં वृद्धि થાય છે, આ વૃદ્ધિનો નિયમ નીચે આપવામાં આવ્યો છે

નિયમઃ—(૧) દશમા ગણુની નિશાની अय આગળ ધાતુના અન્ત્ય સ્વરની વૃદ્ધિ થાય છે.

(૨) દશમા ગણુની નિશાની अय આગળ જો ધાતુ વ્યંજનાન્ત હોય અને તેનો ઉપાત્ય સ્વર अ હોય તો તેની वृद्धि થાય છે.

(૩) દશમા ગણુની નિશાની अय આગળ જો ધાતુ વ્યંજનાન્ત હોય ને તેનો ઉપાન્ત્ય અક્ષર अ શિવાય કાંઇ હ્રસ્વ સ્વર હોય તો તે ઉપાન્ત્ય સ્વરનો गुण થાય છે.

(૪) अની वृद्धि आ થાય છે. इ અથવા ईની वृद्धि ऐ થાયછે; उ અથવા ऊની वृद्धि औ થાય છે; ऋ અથવા ॠની वृद्धि आर् થાય છે; અને लृની वृद्धि आल् થાય છે ( યાદ રાખો કે इ અથવા ईનો गुण ए થાય છે; ऊ અથવા उનો गुण ओ થાય છે; ऋ અથવા ॠ નો गुण अर् થાય છે અને लृ નો गुण अल् થાય છે. )

હવે ચાલો આપણે धृ ધારણ કરવું ના રૂપાખ્યાન કરીએ. धृ દશમા ગણુનો છે માટે अय લગાડવો धृ+अय હવે धृનો અંત્ય અક્ષર ऋ છે; તે સ્વર છે; માટે તેની वृद्धि કરવી. ऋની વૃદ્ધિ आर् થાય છે. માટે धार्+अय થયું.

હવે તેને વર્તમાનકાળના પ્રત્યય લગાડતાં નીચે પ્રમાણે થાય છે.

| | | |
|---|---|---|
| धारयामि | धारयावः | धारयामः |
| धारयसि | धारयथः | धारयथ |
| धारयति | धारयतः | धारयन्ति |

પહેલા ગણમાં આપેલો નિયમ ૧ અને ૨, અહિં લાગુ પડયો છે.

તે પ્રમાણે લો दृ ફાડવું. दृ+अय; હવે ऋ એ સ્વર છે. માટે તેની વૃદ્ધિ કરવી. (નિયમ, ખંડ ૧ ; ऋની વૃદ્ધિ आर् થાય (નિયમ. ખંડ ૪ ) માટે दार्+अय; પછી પ્રત્યયો લગાડતાં.

| | | |
|---|---|---|
| दारयामि | दारयावः | दारयामः |
| दारयसि | दारयथः | दारयथ |
| दारयति | दारयतः | दारयन्ति |

તે પ્રમાણે चि: ભેગું કરવું; चि+अय; ખંડ ૧ લા પ્રમાણે इनी वृद्धि કરવી: ખંડ ૪ થા પ્રમાણે इनी वृद्धि ऐ થાય; માટે चै+अय થયું.

સંસ્કૃતમાં બે સ્વર સાથે આવે નહિ. ऐ+अनी સંધિ आय् થાય ( જુઓ નિયમ ૪ થો ગણ ૧ લો ) માટે चै+अय=चाय्+अय=चायय; માટે તેના રૂપ.

| | | |
|---|---|---|
| चाययामि | चाययावः | चाययामः |
| चाययसि | चाययथः | चाययथ |
| चाययति | चाययतः | चाययन्ति |

આ પ્રમાણે ઉપલા નિયમનો ખંડ ૧ (સ્વરની વૃદ્ધિ સંબંધનો) વિદ્યાર્થીને બરાબર સમજાયો હશે.

હવે સ્વરાન્ત ધાતુ પડતા મુકી આપણે વ્યંજનાન્ત ધાતુ (કે જેનો ઉપાન્ત્ય અક્ષર અ હોય ) લઇએ. જેમકે क्षल्=ધોવું, नट्–નાચવું; આ ધાતુઓમાં ઉપાન્ત્ય અક્ષર अ છે. હવે क्षल्+अय; નિયમ ખંડ ૨ જા પ્રમાણે अय આગળ વ્યંજનાન્ત ધાતુના उपान्त्य अनी વૃદ્ધિ થાય છે. अनी वृद्धि નિયમ ખંડ ૪ પ્રમાણે आ થાય માટે क्षल्+अय ને બદલે क्षाल्+अय થયું; તેજ પ્રમાણે લો नट् + अय; ઉપાન્ત્ય अनी વૃદ્ધિ કરો; अनी વૃદ્ધિ आ; માટે नट्+अय= नाट्+अय: થયું હવે રૂપાખ્યાન કરીએ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| क्षालयामि | क्षालयावः | क्षालयामः | नाटयामि | नाटयावः | नाटयामः |
| क्षालयसि | क्षालयथः | क्षालयथ | नाटयसि | नाटयथः | नाटयथ |
| क्षालयति | क्षालयतः | क्षालयन्ति | नाटयति | नाटयतः | नाटयन्ति |

એજ પ્રમાણે तड् મારવું; ના રૂપો વિદ્યાર્થીએ તૈયાર કરવાં.

જ્યારે ધાતુ વ્યંજનાન્ત હોય ને તેનો ઉપાન્ત્ય અક્ષર अ ન હોય પણ કોઇ હ્રસ્વ (દીર્ઘ નહિ) સ્વર હોય તો તેનો अय લગાડતાં પહેલાં ગુણ કરવો; જેમકે चुर् ચોરવું चुर्+अय; હવે અહિં ઉપાન્ત્ય અક્ષર उ સ્વર છે; તે હ્રસ્વ સ્વર છે માટે તેનો ગુણ કરવો. ઉનો ગુણ ओ થાય છે. માટે चुर्+अयને બદલે चोर्+अय થયું; તેજ પ્રમાણે घुष् જાહેર કરવું; घुष्+अय; ઉપાન્ત્ય ઉનો ओ થયો; घोष्+अय; તેનાં રૂપો નીચે પ્રમાણે—

| | |
|---|---|
| चोरयामि चोरयावः चोरयामः | घोषयामि घोषयावः घोषयामः |
| चोरयसि चोरयथः चोरयथ | घोषयसि घोषयथः घोषयथ |
| चोरयति चोरयतः चोरयन्ति | घोषयति घोषयतः घोषयन्ति |

તે પ્રમાણે વિદ્યાર્થીએ तुल् તોલવું ના રૂપાખ્યાન કરવાં.

વૃદ્ધિ ક્યાં કરવી તેને વિષે જે નિયમ શરૂઆતમાં આપ્યો છે તેના ત્રણ ખંડ હવે સમજાયા હશે. હવે ચાલો લઇએ ધાતુ रंज् ખુશી કરવું; रंज्+अय: હવે સવાલ એ છે કે અહિં ખંડ ૨ જા પ્રમાણે अની वृद्धि થશે કે નહિ. ખંડ ૨ જા માં આપ્યું છે કે જો વ્યંજનાન્ત ધાતુનો ઉપાન્ત્ય અક્ષર अ હોય તો अની वृद्धि કરવી. रंज्માં ઉપાન્ત્ય અક્ષર કયો? रंज=र+म्+ज्; ઉપાન્ત્ય અક્ષર એટલે છેલા અક્ષરની આગળનો અક્ષર; ज् (છેલો અક્ષર)ની આગળનો અક્ષર म् છે ( अ નથી ); માટે रंज्માં अ ની वृद्धि થાય નહિ.

માટે रंज्+अय;

| | | |
|---|---|---|
| रंजयामि | रंजयावः | रंजयामः |
| रंजयसि | रंजयथः | रंजयथ |
| रंजयति | रंजयतः | रंजयन्ति |

હવે ચાલો चिन्त् વિચાર કરવો. નાં રૂપાખ્યાન કરીએ. चिन्त्+अय; ત્રીજા ખંડમાં આપણે કહી ગયા કે વ્યંજનાન્ત ધાતુનો ઉપાન્ત્ય અક્ષર (अ શિવાયનો) કોઇ હ્રસ્વ સ્વર હોય તો તેનો गुण કરવો વૃદ્ધિ નહિ કરવી; તો સવાલ એ કે એ ખંડ ત્રીજા પ્રમાણે चिन्त्મા इનો ગુણ થશે કે નહિ: चिन्त्=च+इ+न्+त्; આમાં જ-

થાય છે કે ઉપાન્ત્ય અક્ષર ન્ છે તે સ્વર નથી માટે चिन्त्‌ના ह्नो ગુણ થાય નહિ માટે चिन्त्+अय:—

| | | |
|---|---|---|
| चिन्तयामि | चिन्तयाव: | चिन्तयाम: |
| चिन्तयसि | चिन्तयथ: | चिन्तयथ |
| चिन्तयति | चिन्तयत: | चिन्तयन्ति |

હવે ચાલો લઈએ भूष्=શોભાવવું; भूष्+अय; भूष् વ્યંજનાન્ત ધાતુ છે ને તેનો उपान्त्य अक्षर, अ શિવાયનો સ્વર છે તો ખંડ ત્રીજા પ્રમાણે ઉપાન્ત્ય અક્ષર (ऊ)નો ગુણ થશે કે નહિ? ત્રીજા ખંડમાં એમ કહ્યું છે કે જો વ્યંજનાન્ત ધાતુનો ઉપાન્ત્ય અક્ષર (अ શિવાયનો) હ્રસ્વ (ટુંકો) સ્વર હોય તો તેનો ગુણ કરવો; भूष् માં ઉપાન્ત્યાક્ષર ऊ છે; તે હ્રસ્વ સ્વર નથી પણ દીર્ઘ સ્વર છે; માટે ऊનો ગુણ થાય નહિ માટે भूष्+अय.

| | | |
|---|---|---|
| भूषयामि | भूषयाव: | भूषयाम: |
| भूषयसि | भूषयथ: | भूषयथ |
| भूषयति | भूषयत: | भूषयन्ति |

તે પ્રમાણે पीड्=દુ:ખ દેવું તેમાં ई ( દીર્ઘ સ્વર છે તેટલા સારૂ ) નો ગુણ નહિ થાય; पूज्=પૂજા કરવી; તેમાં પણ ऊ ( દીર્ઘ સ્વર છે) માટે ગુણ નહિ થાય; सूच्માં પણ ऊનો ગુણ નહિ થાય.

| | | | | | |
|---|---|---|---|---|---|
| पीडयामि | पीडयाव: | पीडयाम: | पूजयामि | पूजयाव: | पूजयाम: |
| पीडयसि | पीडयथ: | पीडयथ | पूजयसि | पूजयथ: | पूजयथ |
| पीडयति | पीडयत: | पीडयन्ति | पूजयति | पूजयत: | पूजयन्ति |

તે પ્રમાણે पीड् અને सूच् નાં રૂપ જાતે તૈયાર કરવાં.

દશમા ગણુની અનિયમિતતાઓ:—

(અ) વૃદ્ધિના નિયમના ખંડ ૨ પ્રમાણે **कथ्**, **गण्**, **रच्** વગેરેના ઉપાન્ત્ય अनी वृद्धि थवी જોઇએ પણ તેમ રતું નથી; એટલે **कथयामि**, **गणयामि**, **रचयामि** એમ રૂપો થાય છે; **कथ्**=કહેવું: **गण**=ગણવું **रच्**=રચવું; તેનાં રૂપો તૈયાર કરવાં.

(બ) વૃદ્ધિના નિયમ ખંડ ત્રીજા પ્રમાણે **स्पृह्**, **मृग्** વગેરે ધાતુઓના ઉપાન્ત્ય હ્રસ્વ સ્વર ( ऋ )નો ગુણ થવો જોઇએ. પણ તેમ થતું નથી. માટે **स्पृहयामि**, **मृगयामि** એમ થાય છે; રૂપો વિદ્યાર્થીએ જાતે તૈયાર કરવાં; જેમકે

| | |
|---|---|
| **कथयामि कथयावः कथयामः** વગેરે. | **स्पृहयामि स्पृहयावः स्पृहयामः** વિગેરે. |

નીચેનાં વાકયોનો તરજુમો કરો:—

| | | |
|---|---|---|
| **चोरयामः** | **घोषयथः** | **पृच्छतः** |
| **पीडयथः** | **स्पृहयावः** | **स्मरथः** |
| **कथयतः** | **चिन्तयतः** | **जयावः** |
| **गणयावः** | **प्रीणयथः** | **रुवः** |
| **प्रथयावः** | | **भवथः** |
| **रचयतः** | | |

**प्रथ्**=જાહેર કરવું.

**प्री** ( **प्रीण्** )=ખુશી કરવું.

નીચેનાં વાકયોનો તરજુમો કરો:—

( તમે બે ) ચોરો છો.
( અમે બે ) કહીએ છીએ.
(તેઓ ગણે છે
(અમે બહુ) ઇચ્છીએ છીએ
તું જાહેર કરે છે

[તમે બે] ધુઓ છો
(તેઓ બે) ધારણ કરે છે
(તમે) નાચો બો.
(હું) ગોઠવું છું.
(તું) દુઃખ દેછે.
(તેઓ) પૂજા કરે છે.

આ પ્રમાણે દશમો ગણ સમાપ્ત થાય છે:—

૧ લા ગણની ખાસીઅત ગુણ.

૨ જા ગણની ખાસીયત ગણ–નિશાનીનો અભાવ.

૪ થા અને ૬ થા ગણની ખાસીયત ગુણનો અભાવ.

૧૦ મા ગણની ખાસીયત વૃદ્ધિ

---

# ઉપસર્ગ વિચાર.

આપણે ધાતુ અને ગણનો થોડોક વિચાર કર્યો: હવે આપણે ઉપસર્ગ વિષે વિચાર કરશું. સંસ્કૃત ભાષામાં એમ કહેવાય છે કે "उपसर्गेण धात्वर्थोबलादन्यत्रनीयते" ઉપસર્ગ ઉમેરવાથી ધાતુનો અર્થ ફરી જાય છે, દાખલા તરીકે हृ ધાતુનો અર્થ 'લઈ જવું' થાય છે; હવે જુઓ ઉપસર્ગ લગાડવાથી તેનો અર્થ કેવો ફરી જાય છે; યાદ રાખવું કે ઉપસર્ગ હમેશાં ધાતુની આગળ લગાડવામાં આવે છે; प्रहृ મારવું અથવા પ્રહાર કરવો; आहृ ખાવું આહાર કરવો; संहृ સાંકડું કરવું; विहृ રમવું; વિહાર કરવો परिहृ

છી દેવું: પરિહરવું. આ પ્રમાણે ઉપસર્ગ લગાડવાથી ધાતુના અર્થમાં ઘણીવાર કળી ન શકાય એવો ફેરફાર થઈ જાય છે. માટે ઉપસર્ગનું જ્ઞાન આવશ્યક છે.

સંસ્કૃત ભાષામાં સામાન્ય રીતે નીચે આપેલા ઉપસર્ગ વપરાય છે.

**अति**-દૂર, હદ છોડીને; **क्रम्** જવું; **अतिक्रम्**=હદ છોડીને જવું; ઉલ્લંઘન કરવું; **सृज्**=આપવું; **अतिसृज्**=આપી દેવું; ઇનામ આપવું.

**अधि**—ઉપર; **गम्**=જવું; **अधि गम्**=ના પર જવું એટલે મેળવવું; **अधिकृ**: ની ઉપર કામ કરવું એટલે કે અધિકાર અથવા સત્તા ભોગવવી.

**अनु**—પાછળ, ને પગલે પગલે; **क्रम्**: ચાલવું **अनुक्रम्**—ની પાછળ ચાલવું; **कृ**: કરવું **अनुकृ**: ને પગલે પગલે કરવું એટલે કે ના પ્રમાણે કરવું; નકલ કરવી.

**अप** ( L. ab, away from ) દૂર. **नी** લેવું, દોરવું; **अपनी**=લઈ જવું; **हृ**=લેવું **अपहृ**: લુંટી લેવું; **कृ**=કરવું; **अपकृ**=ઇજા કરવી; અપકાર કરવો.

**अभि**—ની તરફ, પાસે; **गम्**—જવું; **अभिगम्**=ની તરફ જવું; **अभिभू**=હરાવવું; **अभिमान**=આમત્રા.

**अव**—નીચે; **अवतृ**-ઉતરવું; **अवमन्**—અવમાનના કરવી; તિરસ્કાર કરવો.

अपि અથવા पि:-दधाति એટલે મુકે છે. अपिदधाति અથવા पिदधाति, ઢાંકે છે; બંધ કરે છે.

आ-સુધી, બધીપાર, થોડું; छद्=ઢાંકવું; आच्छद्=ચોમેર ઢાંકવું; आकम्प्=થાડુંક કંપવું. થોડુંક થરથરવું.

उत्-द्-ઉપર; गम्-જવું; उद्गम्=ઉપર જવું; यम्—મહેનત કરવી; उद्यम्=ઉદ્યમ કરવો;

उप-પાસે; या જવું; उपया-પાસે જવું; उपकृ=ઉપકાર કરવો; उपरम् અંત આવવો; નાશ પામવો,

दुस्—ખરાબ, અઘરૂં; दुराचार—ખરાબ વર્તન; दुष्कर= કરવાને કઠિન,

निर्-र्—માંથી બહાર; सृ=સરવું; निःसृ: નીકળવું; निर्दोष દોષ બહાર એટલે કે અદોષિત; निःशंक-શક વગરનું.

परा—સામે, जिः=જીતવું, पराजि=હરાવવું.

परि-ચોમેર, परिगम्—પુરેપુરૂં ગણવું; धा=મુકવું; परिधा= ચોમેર મુકવું એટલે કે પહેરવું.

प्रति-સામે; भाष्—બોલવું; प्रतिभाष्-જવાબ આપવો; कृ= કરવું प्रतिकृ અથવા प्रतीकृ-ઉપાય કરવો; ઈલાજ લેવો.

वि-જુદું; ઉલટું; युज्-જોડવું; वियुज्-છુટા કરવું; क्री— ખરીદવું; विक्री-વેચવું.

सम्—સાથે, गम्-જવું; संगम्-સાથે જવું. संगति-સોબત.

सु—સારૂં, कृत-કામ; सुकृत સારૂં કામ.

શિક્ષિકામાં આપેલા ઉપસર્ગોના અર્થ વિદ્યાર્થીએ ધ્યાનમાં રાખવા.

---

# નામ વિચારઃ—

હવે આપણે ક્રિયાપદ અને તેમના કાળનો વિચાર પડતો મુકી નામનો વિચાર કરીશું.

સંસ્કૃતમાં નામના છેડે જે અક્ષર આવેલો હોય તે અક્ષરને ધોરણે નામના વર્ગીકરણ કરવામાં આવ્યાં છે. કારણ કે વર્ગીકરણ સિવાય રૂપાખ્યાનો નિયમમાં લાવી શકાય નહિ. કેટલાક નામને છેડે વ્યંજન હોય છે; તેમને **व्यंजनान्त** નામો કહે છે. જેમકે **भगवत्**; કેટલાક નામને છેડે સ્વર હોય છે; તેમને **स्वरान्त** નામો કહે છે; હમણા આપણે **स्वरान्त** નામનો વિચાર કરશું. કેટલાક નામોને છેડે **अ** આવે છેઃ તે **अकारान्त** નામો કહેવાય છે; જેમકે **देव**; કેટલાક નામને છેડે **इ** આવે છે તે **इकारान्त** નામ કહેવાય છે, જેમકે **हरि**; કેટલાક નામોને છેડે **उ** આવે છે તેમને **उकारान्त** નામો કહેવાય છે જેમકે **गुरु**; આ પાઠમાં આપણે **अकारान्त** નામો વિષે વિચાર કરશું.

બધાં નામ સરખાં હોતાં નથી; જેમ ગુજરાતીમાં નામ નરજાતિનું હોય કે નારીજાતિનું હોય કે નાન્યતર જાતિનું હોય તેમ સંસ્કૃતમાં પણ નામ જુદી જુદી જાતિના હોય છે. 'જાતિ'ને સંસ્કૃતમાં **लिंग** કહે છે; નરજાતિ–**पुंल्लिंग**; નારીજાતિ=**स्त्रीलिंग**;

નાન્નતરજાતિ=નપુંસકલિંગ; કયા નામનું કયું લિંગ એ કોશ શબ્દકોશ ઉપરથી ખબર પડે છે; ને થોડી ઘણીક વ્યાકરણની ખાસ માહિતિથી ખબર પડે છે; લિંગને વાસ્તે સંસ્કૃતમાં કોઇ સામાન્ય અને બુદ્ધિપુરઃસર નિયમ જણાતો નથી. લિંગભેદ તદ્દન સ્વચ્છન્દી લોક વ્યવહારના સ્વચ્છન્દી વર્તન જેવો લાગે છે, ગુજરાતી જાણનારા વિદ્યાર્થીને લિંગ જાણવામાં થોડી ઘણી સુગમતા છે, કારણ કે સંસ્કૃતમાં ઘણા નામોનાં લિંગ, ગુજરાતીમાં સમાન અર્થના નામની જાતિ સાથે મળતાં આવે છે; જેમકે દેવ ગુજરાતીમાં નરજાતિ છે; સંસ્કૃતમાં પણ તે પુલ્લિંગ છે. આ એક સામાન્ય નિયમ છે; પણ તે બહુ ઉપયોગી થઇ પડે એમ લાગતું નથી; કેટલીક વખતનો ગુજરાતી ભાષાનું જ્ઞાન આપણને સંસ્કૃતમાં ભૂલાવામાં નાંખનારૂં થઇ પડે છે; દાખલા તરીકે 'મિત્ર' ગુજરાતીમાં નરજાતિ છે; પણ કહેતાં ઘણુંજ વિચિત્ર લાગે છે કે મિત્ર ભાઇબંધના અર્થમાં સંસ્કૃતમાં નપુંસકલિંગ છે; સંસ્કૃતમાં મિત્રનું નપુંસકલિંગ કેમ થયું હશે તે પ્રશ્નનો ખુલાસો અલબત ઘણો રસભરેલો થઇ પડે; તેનો સરળ અને સંસ્કૃત ભાષાના જ્ઞાન વગરના માણસને સમજાય તેવો—ખુલાસો હજુ મળ્યો નથી. અલબત એક ન જેવો ખુલાસો તો છેજ; પણ તે સંતોષકારક નથી એટલે અત્રે આપવાની જરૂર આપણે જોતા નથી; વળી કેટલીક વારતો એકજ અર્થના ત્રણ જુદા શબ્દો સંસ્કૃતમાં છે ને તે ત્રણ શબ્દની જુદી જાતી છે; દાખલા તરીકે **દાર**=સ્ત્રી, પત્ની એ **પુલ્લિંગ** છે, **સ્ત્રી**—પત્ની એ **સ્ત્રીલિંગ** છે, **કલત્ર**=સ્ત્રી, પત્ની એ **નપુંસકલિંગ** છે. **દાર** શબ્દ-

ની નરજાતી કેમ ગણી હશે ને कलत्र ી નાન્યતરજાતિ કેમ ગણાઇ હશે તે સમજવું કેવળ બુદ્ધિની પર છે. અસ્તુ; લિંગ ઓળખવાના કેટલાક નિયમો સંસ્કૃત વ્યાકરણોમાં આપેલા હોય છે, પણ તેમાં વધુ જ્ઞાનની જરૂર છે; માટે તે આગળ આપવામાં આવશે.

જેમ ગુજરાતીમાં નામને વચન હોય છે તેમ સંસ્કૃતમાં પણ નામને વચન હોય છે, ગુજરાતીમાં નામને બે વચન હોય છે, પણ સંસ્કૃતમાં જેમ ક્રિયાપદને ત્રણ વચન હોય છે તેમ નામને પણ ત્રણ વચન હોય છે, એક વચન, દ્વિવચન અને બહુવચન: સામાન્ય રીતે સંસ્કૃતમાં દરેક નામનું એકવચન, દ્વિવચન અને બહુવચન થાય છે, પણ કેટલાક અપવાદ છે. જેમકે दार=સ્ત્રી; તે હમેશાં બહુવચનમાં જ વપરાય છે; તેનું એક વચન થતું નથી; તેજ પ્રમાણે प्राण =પ્રાણ, તે પણ બહુવચનમાં જ વપરાય છે; આ અપવાદ વિષેની માહિતી યોગ્યસ્થળે આપવામાં આવશે.

જેમ ગુજરાતીમાં નામને विभक्ति હોય છે તેમ સંસ્કૃતમાં પણ આઠ વિભક્તિઓ છે. તેમના નામ અને અર્થ નીચે આપ્યા છે. છેલ્લી વિભક્તિ સંબોધન વિભક્તિ કહેવાય છે. (Vocative Case).

સંસ્કૃતમાં આઠ વિભક્તિઓ છે; પહેલી વિભક્તિ નામનો નિર્દેશ કરે છે; બીજી વિભક્તિ ક્રિયાનું કર્મ બતાવે છે; ત્રીજી વિભક્તિ ક્રિયાનો કરનાર અથવા સાધન બતાવે છે; ચોથી વિભક્તિ જેને કંઇ આપવામાં આવે છે તેને, અથવા જેના સંબંધમાં કંઇ ક્રિયા કરવામાં આવે છે તેને બતાવે છે; પાંચમી વિભક્તિ

વિભક્તિ સંબંધ બતલાવે છે; સાતમી વિભક્તિ જે જગતમાં ક્રિયા થાય છે તે જગા બતાવે છે વિયોગ ( છુટકારો ) અથવા કારણ ( હેતુ ) બતાવે છે; છેલ્લી આઠમી વિભક્તિ તે ખરૂં જોતાં સ્વતંત્ર વિભક્તિ નથી પણ પહેલીનું રૂપાંતર છે અને તે કોઇને સંબોધન કરવું હોય એટલે કે કોઇને બોલાવવો હોય ત્યારે વપરાય છે.

देव એ નરજાતિનું નામ છે. वन એ નાન્યતર જાતિ નામ છે; તેનાં રૂપો નીચે પ્રમાણે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| देवः | देवौ | देवाः | वनं | वने | वनानि |
| देवम | देवौ | देवान् | वनं | वने | वनानि |
| देवेन | देवाभ्याम् | देवैः | वनेन | वनाभ्याम | वनैः |
| देवाय | देवाभ्याम | देवेभ्यः | वनाय | वनाभ्याम् | वनेभ्यः |
| देवात् | देवाभ्याम् | देवेभ्यः | वनात् | वनाभ्याम् | वनेभ्यः |
| देवस्य | देवयोः | देवानाम् | वनस्य | वनयोः | वनानाम् |
| देवे | देवयोः | देवेषु | वने | वनयोः | वनेषु |
| हे देव | देवौ | देवाः | वन | वने | वनानि |

अकारान्त નામ જો પુલ્લિંગ હોય તો તેનાં રૂપ देवनी પેઠે કરવાં; જો अकारान्त નામ નપુંસકલિંગ હોય તો તેનાં રૂપ वन પેઠે કરવાં. શિક્ષિકામાં તેને બદલે राम અને फल શબ્દો આપેલા છે. देव અને वन અથવા राम અને फलના રૂપ વિદ્યાર્થીએ મોઢે તૈયાર કરવાં અને તે વડે બીજા अकारान्त શબ્દોના રૂપ વિદ્યાર્થીએ તૈયાર કરવાં.

આ પાઠમાં આપેલા સંધિનિયમો વિષે વિચાર કરીએ:—

૧ જ્યારે વિસર્ગના પછી च् અથવા छ् આવે ત્યારે વિસર્ગનો श् કરવો; અને વિસર્ગની પછી त् અથવા थ् આવે ત્યારે વિસર્ગનો स् કરવો. જેમકે अश्वः चरति=अश्वश्चरति; जनः तरति=जनस्तरति. તેજ પ્રમાણે વિસર્ગની પછી ट् અથવા ठ् આવે ત્યારે તેનો ष् કરવો. જેમકે रामः टीकते=रामष्टीकते;

૨ વિસર્ગની પહેલાં आ આવ્યો હોય અને તેની પછી ( ૧ ) સ્વર અથવા ( ૨ ) કોઈ ઘોષ વ્યંજન આવ્યો હોય તો વિસર્ગનો લોપ થાય છે. એટલે કે વિસર્ગને ઉડાડી મુકવો, જેમકે देवाः जयन्ति; અહિં વિસર્ગ પહેલાં आ આવ્યો છે; ને વિસર્ગ પછી ज આવ્યો છે; ज ઘોષ વ્યંજન છે. માટે અહિં વિસર્ગનો લોપ થયો, માટે देवाः जयन्ति=देवा जयन्ति; તેજ પ્રમાણે बालाः आगच्छन्ति; અહિં વિસર્ગ પહેલાં आ આવ્યો છે ને વિસર્ગ પછી સ્વર આવેલો છે; માટે વિસર્ગનો લોપ થાય; એટલે बाला आगच्छन्ति થયું.

૩ વિસર્ગનો લોપ થયા પછી જો સ્વર સાથે સાથે અડોઅડ આવે તો તેમની સંધિ થતી નથી. આપણે આગલા પાઠમાં શીખી ગયા છે કેआ+आ=आ; જો સવર્ણ સ્વર ભેગા આવે તો બન્નેને વાસ્તે દીર્ઘ સ્વર મુકવો. હવે बालाः आगच्छन्ति=बाला आगच्छन्ति, નિયમ ૨ જા પ્રમાણે થયું. હવે અહિં બે સવર્ણ સ્વર પાસે પાસે આવ્યા; તો તેમની સંધિ થાય કે નહિ: ના; કારણ કે આ બે સ્વરની વચમાં વિસર્ગ હતો [बालाःआगच्छन्ति] અને વિસર્ગનો લોપ થવાથી આ બે સ્વર ભેગા અડોઅડ આવ્

માટે તેમની સંધિ થાય નહિ; એજ પ્રમાણે **बिडाला: आरोहन्ति=बिडाला आरोहन्ति;** હવે આગળ સંધિ ન થાય.

૪ ( જ્યારે શબ્દને વિભકિત પ્રત્યય લગાડયા હોય અથવા ધાતુને કાળના પ્રત્યય લગાડયા હોય ત્યારે જે રૂપ બને છે તે **પદ** કહેવાય છે; જેમકે **गम्** એ ધાતુ; **गच्छति** એ પદ થયું; તેજ પ્રમાણે राम એ શબ્દ છે; પણ **राम:; रामेण;** એ **પદ** થયાં.

(અ) જો **म्** પદને છેડે આવેલો હોય અને તેની પછી **श, ष, स,** **ह, र,** આમાંનો કોઇ પણ અક્ષર આવ્યો હોય તો **म्** નો અચુક અનુસ્વાર કરવો; જેમકે **पुष्पम् हरति; पुष्पम्** એ **પદ** છે; કારણ કે **पुष्प** શબ્દને બીજી વિભક્તિ પ્રત્યય લગાડવાથી **पुष्पम्** પદ બન્યું; આ પ્રમાણે **पुष्पम्** માં **म्** પદને છેડે આવેલો છે; ને તેની પછી **ह** આવ્યો માટે **म्**નો **અનુસ્વાર** થયો એટલે **पुष्पं हरति** થયું,

(બ) જ્યારે ( **श, ष, स, र, ह** શિવાયનો ) બીજો કોઇપણ વ્યંજન પદને છેડે આવેલા **म्** પછી આવતો હોય તો કાંતો ( ૧ ) **म्**નો અનુસ્વાર કરવો અથવા ( ૨ ) **म्** ને બદલે, તે વ્યંજન જે વર્ગનો હોય તેનો છેલ્લો અક્ષર મુકવો, જેમકે **वनम् गच्छति** અહિ **म्** પદને છેડે આવેલો છે; અને તેની પછી **ग** આવેલો છે; તે **श, ष** વગેરે શબ્દ શિવાયનો વ્યંજન છે. માટે કાં તો (૧) **म्**નો અનુસ્વાર કરવો એટલે કે **वनं गच्छति** અથવા ( ૨ ) **म्**ની પછીનો વ્યંજન **ग** છે તે क વર્ગનો વ્યંજન છે, क વર્ગના વ્યંજનનો છેલ્લો અ-

ક્ષર ङ છે; માટે म્ ને બદલે ङ् મુકવો. એટલે [ ૨ ) वनङ् गच्छति; આ પ્રમાણે वनम् गच्छतिની સંધિ वनं गच्छति અથવા वनङ् गच्छति થઇ,

(ક) જ્યારે પદને છેડે આવેલા म् પછી य, व, ल् એમાંનો કોઇ અક્ષર આવે ત્યારે કાંતો ( ૧ ) म् ને બદલે अनुस्वार મુકવો અથવા ( ૨ ) म् ને બદલે અનુક્રમે यँ, वँ, लँ મુકવો; જેમકે पुस्तकम् लिखति અહિં ( ૧ ) પદને છેડે म् આવ્યો અને તેની પછી ल् આવ્યો છે માટે કાંતો म् નો અનુસ્વાર કરવો એટલે पुस्तकं लिखति કરવું અથવા ( ૨ ) म् ની પછી ल आवे છે માટે म् ને બદલે लँ મુકવો. એટલે पुस्तकम् लिखति=पुस्तकँ ल्लिखति એમ થયું.

વાક્યો:—दुःखं नश्यति=દુઃખ નાશ પામે છે; Misery perishes અહિં दुःखं नश्यति તે મૂળ दुःखम् नश्यति છે. म् નો અનુસ્વાર નિયમ ૪, ખંડ (ब) ને લઇને થયો છે.

शरम स्यति वीरः=शरम् अस्यति वीरः=वीरः शरम् अस्यति વીર, શરને છોડે છે. A warrior discharges an arrow.

अनृतं वदसि—તું જુઠું બોલે છે. Thou tellest a lie.

तिष्ठन्ति पर्वताः The mountains stand; પર્વતો ઉભા રહ્યા છે, જો तिष्ठन्ति पर्वताः ને બદલે पर्वताः तिष्ठन्ति લખ્યું હોય તો સંધિ पर्वतास् तिष्ठति=पर्वता स्तिष्ठन्ति એમ થાય

स्तेनाश्चोरयन्ति=स्तेनाः चोरयन्ति; Thieves steal ચોરો ચોરી કરે છે: વિસર્ગની પછી च् આવ્યો માટે વિસર્ગનો श् થયો.

---

# પાઠ ૭ મો.

આ પાઠના સંધિ નિયમો:—

૧ ऋ, ऋ, र्, ष्, એમાંના કોઈ પછી લાગલો ( તરતજ ) न् આવે તો न् નો ण् કરવો; જેમકે पितृ+नाम्: અહિં ऋनी પછી લગલો न् આવ્યો, માટે न्ना ण् થયો એટલે पितॄणाम् થયું; એજ પ્રમાણે कर्+नः અહિં र् પછી લાગલો न् આવ્યો માટે न् નો ण थयो; એટલે कर्णः થયું; कृष्+नः અહિં ष पछी लागलो न् આવ્યો, માટે न् નો ण् થયો એટલે कृष्णः થયું.

૨ જો ऋ, ऋ, र, ष् એમાંના કોઇ પછી લાગલો न् ન આવતો હોય પણ તે એની વચ્ચે સ્વર આવતો હોય અથવા કંઠસ્થાની વ્યંજનનો કોઇ અક્ષર [ क्, ख्, ग्, घ्, ङ् ] આવતો હોય અથવા ઓષ્ઠસ્થાની વ્યંજનનો (प्, फ, ब्, भ्, म्) કોઇ અક્ષર આવતો હોય અથવા य, र्, व्, ह, એમાંનો કોઈ અક્ષર આવતો હોય તો પણ न् નો ण् થાય છે; ૧ લા નિયમમાં આપણે કહી ગયા કે જો ऋ વગેરે

શબ્દો પછી લાગલો ન્ આવે તો ન્ નો ણ્ થાય છે. આ નિયમમાં એમ કહે છે કે ऋ વગેરે પછી ન્ લાગલો ન આવે પણ ऋ વગેરે ને ન્ની વચમાં બીજો કોઇ શબ્દ આવે ને તે શબ્દ ઉપર બતાવેલા સ્વર વગેરે શબ્દ માંહેનો હોય તો પણ નનો ણ્ કરવો; જેમકે रामेण=र्+आ+म्+ए+न; અહિં र् પછી લાગલો न् આવ્યો નથી પણ र् અને न ની વચમાં आ म् અને ए શબ્દો આવ્યા છે; આમાંના आ અને ए સ્વર છે; એટલે તેમનો બાધ નથી. म् એ ઓષ્ઠસ્થાની ( प्, फ्, ब्, भ्, म् ) વર્ગનો વ્યંજન છે; માટે તેનો પણ બાધ નહિ, માટે न् નો ण् થયો, એમ પ્રમાણે पुष्प+इन; અહિં ष् અને न् ની વચમાં प्, अ અને इ આવે છે; प्નો બાધ નહિ કારણ કે તે ઓષ્ઠસ્થાની છે; अ અને इ નો બાધ નહિ કારણ કે તે સ્વર છે; માટે ननो ण થયો એટલે पुष्प+इन=पुष्प+इण=पुष्पेण થયું; તેમ પ્રમાણે गृहा+नि; અહિં ऋ અને न ની વચમાં ह्+आ આવ્યા છે. ( गृहानि=ग्+ऋ+ह्+आ+न+इ ); ह्નો બાધ નહિ. અને इ નો પણ બાધ નહિ, માટે गृहानि=गृहाणि થયું.

૩ પણ જો પદને અંતે न् આવ્યો હોય તો ( જો કે તેની પહેલા ऋ, र् વગેરે આવ્યા હોય તો પણ ) તેનો ण થતો નથી; જેમકે रामान् અહિં र અને न् ની વચમાં आ, म् અને आ આવ્યા છે, આમાંના કોઇ અક્ષર બાધકારી નથી आ અને आ સ્વર છે; म् ઓષ્ઠસ્થાની વર્ગનો છે. તો न्નો ण् થાય કે નહિ? ના; કારણ કે न् પદને છેડે

આવેલો છે. रामान् ને પદને બદલે रामा+न (न આખો હોત ) તો रामाण થાત; કારણ કે તે કેસમાં न પદને અંતે નથી પણ अ પદને અન્તે છે.

આ ઉપરથી સાર એટલો કે જે न् નો ण् થવાનો હોય તો તે, પદનો અન્ત્યાક્ષર હોવો જોઇએ નહિ.

૪ પદને છેડે જો અનુનાસિક ( ङ्, ञ्, ण्, न्, म् ) શિવાય-કોઇ स्पर्श વ્યંજન આવ્યો હોય તો તે વ્યંજન જે વર્ગનો હોય તે વર્ગનોપહેલો અથવા ત્રીજો અક્ષર (તે વ્યંજનને બદલે) મુકવો; જેમકે रामात्; त् વર્ગનો પહેલો તથા ત્રીજો અક્ષર त् અને છે; માટે द रामात् માં त् ને બદલે त् અથવા द् મુકવો; એટલે रामात् અથવા रामाद् થયું. क् થી માંડીને म् સુધીના વ્યંજનો (જેમકે કે क વર્ગના પાંચ च વર્ગનો પાંચ, ट् વર્ગના પાંચ, त् વર્ગના પાંચ અને प વર્ગના પાંચ એમ કરીને ૨૫ ) स्पर्श વ્યંજનો કહેવાય છે.

૫ પદને અંતે જો અનુનાસિક (ङ्. ञ ण, न् म् ) શિવાયનો અ-થવા અંતઃસ્થ ( અર્ધસ્વર य्, र्, ल्, व् ) શિવાય બીજો કોઇ વ્યંજન આવતો હોય અને તે વ્યંજન પછી કોઇ સ્વર આવતો હોય અથવા ઘોષ વ્યંજન આવતો હોય તો તે વ્યંજન જે વર્ગનો હોય તે વર્ગનો ત્રીજો અક્ષર તે વ્યંજનને બદલે મુકવો જેમકે क्रोधात्+भवति; અહિં क्रोधात् એ પદ છે; તેનો અન્ત્યાક્ષર त् છે તે અનુના-

સિક કે અંતઃસ્થ નથી ને તેની પછી म આવે છે ને તે અ ઘોષ વ્યંજન છેઃ માટે त્નો ફેરફાર કરવો પડશે. त વ્યંજન त વર્ગનો પહેલાં અક્ષરછે. द् त વર્ગનો ત્રીજો અક્ષર છે, માટે त् વ્યંજનને બદલે द् ( त વર્ગના ત્રીજો અક્ષર ) મુકવો, એટલે कोषाद् भवति; એજ પ્રમાણે नगरात्+आगच्छति; त् પદને છેડે છે ને તેની પછી आ આવેલો છે; તે સ્વર છે. માટે त्ने બદલે त વર્ગનો ત્રીજો અક્ષર द् મુકવો; नगरादागच्छति.

૬ જ્યારે अ, इ, उ, ऋ (હ્રસ્વ કે દીર્ઘ ) અને लृની પછી સવર્ણ ( હ્રસ્વ કે દીર્ઘ ) સ્વરો આવે ત્યારે બન્ને સવર્ણ સ્વરો માટે દીર્ઘ સ્વર મુકવો, જેમકે देव+आलयम् અહિ બે સ્વર પાસે આવેલા છે अ અને आ; આ સવર્ણ સ્વરો છે. માટે તે બન્નેને બદલે દીર્ઘ સ્વર મુકવો; એટલે देव+आलयम्=देवालयम् તેજ પ્રમાણે कवि+ईश्वरः તેમાં इ અને ई સવર્ણ સ્વર છે, માટે બંને માટે દીર્ઘ ई મુકવી એટલે कवीश्वरः થયું; તેજ પ્રમાણે रघु+उत्तम અહિં उ અને उ એ સવર્ણ સ્વર છે. માટે બંનેને વાસ્તે દીર્ઘ ऊ મુકવું. એટલે रघूत्तम થયું; આ પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| अ+अ=आ | इ+इ=ई | उ+उ=ऊ | ऋ+ऋ=ॠ |
| अ+आ=आ | इ+ई=ई | ऊ+उ=ऊ | ऋ+ॠ=ॠ |
| आ+अ=आ | ई+इ=ई | उ+ऊ=ऊ | ॠ+ऋ=ॠ |
| आ+आ=आ | ई+ई=ई | ऊ+ऊ=ऊ | ॠ+ॠ=ॠ |

लृ+लृ= ॠ કારણ કે સંસ્કૃતમાં દીર્ઘ लृ હોતું નથી.

૭ જ્યારે (૧) વિસર્ગ પહેલાં अ આવ્યો હોય અને વિસર્ગ પછી अ આવ્યો હોય ત્યારે વિસર્ગને બદલે उ મુકવો. વિસર્ગ ને બદલે મુકાયેલો उ, વિસર્ગની પહેલા આવેલા अ સાથે મળતાં બન્નેને વાસ્તે ( अ+उ=ओ,ओ થાય છે.

૨ વિસર્ગ પહેલાં अ આવ્યો હોય અને વિસર્ગ પછી ઘોષ વ્યંજન આવ્યો હોય ત્યારે પણ વિસર્ગનો उ થાય છે, આ उ આગલા अ સાથે જોડીને બન્નેને વાસ્તે ओ મુકવો.

દાખલા તરીકે ग्रामः अस्ति; અહિં વિસર્ગ પહેલાં अ આવેલો છે. ( ग्राम्+अ વિસર્ગ ) અને વિસર્ગ પછી પણ अ (अस्तिનો अ) આવેલો છે- માટે વિસર્ગનો उ કરવો; ग्रामः+अस्ति=ग्राम उ+अस्ति; હવે अ+उ=ओ; માટે ग्राम्+ओ+अस्ति થવું એટલે ग्रामो अस्ति થયું ( આનું આગળ જતાં ग्रामोऽस्ति થશે;) તેજ પ્રમાણે +मनः+रथः અથવા मनः+हरः અથવા मनः+वृत्ति; આ ત્રણમાં વિસર્ગ પહેલાં अ આવેલો છે ને વિસર્ગ પછી અનુક્રમે र, ह અને व આવેલા છે ને તે બધા ઘોષ વ્યંજન છે; માટે વિસર્ગના उ થશે. એટલે मन उ+रथः; मनउ+हरः; मन उ+वृत्तिः એમ થયાં એટલે मनोरथः; मनोहरः; मनोवृत्ति એમ થયાં.

તા. ક अ+उ=ओ કેમ થયું એ વાસ્તે નીચેની રૂલ આપવામાં આવે છે.

૮. જ્યારે अ કે आની પછી इ અથવા ई આવે તો બન્ને વાસ્તે ए મુકવો.

જ્યારે अ કે आ ની પછી उ અથવા ऊ આવે તો બન્ને વાસ્તે ओ મુકવો.

જ્યારે अ કે आ ની પછી ऋ અથવા ॠ આવે ત્યારે બન્ને વાસ્તે अर् મુકવું.

જ્યારે अ કે आ ની પછી ऌ આવે ત્યારે બન્ને વાસ્તે अल् મુકવું.

એટલે કે—

| | |
|---|---|
| अवर्ण+इवर्ण=ए | अवर्ण એટલે अ અથવા आ |
| अवर्ण+उवर्ण=ओ | इवर्ण એટલે इ અથવા ई |
| अवर्ण+ऋवर्ण=अर् | उवर्ण એટલે उ અથવા ऊ |
| अवर्ण+ऌ=अल् | ऋवर्ण એટલે ऋ અથવા ॠ. |

દાખલા તરીકે परम+ईश्वरः; अ+ई=ए માટે परम+ईश्वरः=परमेश्वरः; चन्द्र+उदयः; अ+उ=ओ; માટે चन्द्र+उदय;=चन्द्रोदयः; व्याघ्रेभ्यः+भयम्=આગલા નિયમથી વિસર્ગનો उ થતાં व्याघ्रेभ्यउ+भयम्; આ નિયમ પ્રમાણે अ+उ=ओ; માટે व्याघ्रेभ्यो+भयम्=व्याघ्रेभ्यो भयम्. એજ પ્રમાણે महा+ऋषिः आ+ऋ;=अर् માટે महा+ऋषिः=महर्षिः=महर्षिः એજ પ્રમાણે राज+ऋषिः; अ+ऋ अर्; માટે राजर्+षिः=राजर्षिः

( ૧ ) જો વિસર્ગની પહેલાં अ આવે અને વિસર્ગ પછી अ આવે તો વિસર્ગને બદલે उ મુકવો; આ નિયમ આપણે ઉપર સીખી ગયા; પણ

( ૨ ) જો વિસર્ગ પહેલાં अ આવે અને વિસર્ગ પછી अ શિવાય બીજો કોઇ સ્વર આવે ( એટલે आ; इ,

उ वगेरे ) तो विसर्गनो ( लोप करवो (विसर्गने उडाडी देवो). जेमके

शुकः उत्पतति; अहिं विसर्ग पहेलां अ छे ने विसर्ग पछी उ छे; माटे विसर्ग उडी गयो; माटे शुकः उत्पतति= शुक+उत्पतति. पण जो शुकः+अटति होय तो

विसर्गनो लोप न थतां तेनो उ थशे एटले के शुकः अटति=शुक उ अटति=शुको अटति.

याद राखो के विसर्गनो लोप थयाथी जो बे स्वर भेगा आवे तो तेमनी संधि थाय नहि. शुकः उत्पततिनुं शुक उत्पतति थयुं, अहिं विसर्गनो लोप थवाथी अ अने उ जे पहेलां जुदा हता ते हवे भेगा थया; पण तेमनी संधि थाय नहि; एटले के शुकोत्पतति न थाय पण शुक उत्पततिज रहे.

---

# वाक्यो.

शरीरं क्षयति; संधि छुटी पाडतां शरीरम् क्षयति; शरीर नाश थाय छे; The body is wasted.

अहिं म्नो कया नियमथी अनुस्वार थयो ते बतावो.

नरा दुर्गाणि तरन्ति; संधि छुटी पडतां नराः दुर्गाणि तरन्ति माणसो मुश्केलीओ पार तरी जाय छे; men tide over difficulties. अहिं विसर्गनो लोप कया नियमथी थयो ते दर्शावो. (जुओ नियम २ जो. पाठ छठ्ठो शिक्षिका ).

भद्राणि पश्यन्ति जनाः कर्ता कर्मनी जग्या साचवीने गोठवतां जनाः भद्राणि पश्यन्ति; माणसो भलुं जुए छे (पामे छे.)

men see welfare અહિં जनाः भद्राणिनी શી સંધિ થાય, વિસર્ગનો લોપ થાય કે નહિ ને થાય તો કયા નિયમથી. (જુઓ નિયમ ૨ જો. પાઠ છ ઠ્ઠો શિક્ષકા ).

**गृहाणि प्रविशन्ति**—( તેઓ ) ઘરોમાં પેસે છે; [ they ) enter (their) houses અહિં गृहा+नि હતું તે તું गृहा+णि થયું; नूनो ण् થયો; તે કયા નિયમથી થયો તે સમજાવો. જુઓ પાઠ સાતમો નિયમ ૨.

**पुत्रेणसह धावति** (તે) છોકરા સાથે દોડે છે. He runs with ( his ) son. અહિં पुत्रेणમાં नूनो ण् શા વાસ્તે થયો તે સમજાવો.

( पुत्रेण=पुत्रएनूअ એટલે કે र् અને नूની વચમાં સ્વર આવ્યો માટે; યાદ રાખો કે सह=સાથે; साकं=સાથે, सार्धम्સાથે; આ જે શબ્દની સાથે આવે છે તે શબ્દની ત્રીજી વિભક્તિ વાપરવી; તેઓ શબ્દની ત્રીજી વિભક્તિ સાથે વપરાય છે; જેમકે ગોવિંદ સાથે; અહિં ગુજરાતીમાં ગોવિંદસાથે=ગોવિંદની સાથે માટે 'સાથે'ની સાથે જે નામ આવે તેની છઠ્ઠી વિભક્તિ વાપરવાનો ગુજરાતીમાં રિવાજ છે; સંસ્કૃતમાં ત્રીજી વિભકિત વાપરવાનો રિવાજ છે જેમકે ગોવિંદ સાથે=गोविंदेनसह; તે પ્રમાણે રાજાની સાથે=नृपेण सार्धम्.

**अश्वाद वतरति योधः=अश्वात् अवतरति योधः; योधः** યોગ્યસ્થાન પ્રમાણે ગોઠવતાં **योधःअश्वात् अवतरति**=યોદ્ધો ઘોડા ઉપરથી ઉતરે છે. A warrior gets down ( dimounts ) from a horse અહિં अश्वात् अवतरति ને બદલે अश्वाद् अवतरति કયા નિયમથી થયું તે સમજાવો. [ જુઓ પાઠ સાતમો, નિયમ ૫મો)

પાઠમાં अश्वात् अवतरति बोधः એમઆપેલું છે તેને બદલે बोधः अश्वात् अवतरति એમ હોય તો શી સંધિ થાય અને કયા નિયમોથી. ( बोधो अश्वाद् वतरति એમ થાય ).

---

# પાઠ ૮ મો.

इકારાન્ત અને उકારાન્ત નામો વિષે વિચાર; અને વ્યંજનાન્તક નામનો વિચાર.

ગયા બે પાઠોમાં આપણે अकारान्त નામો વિષે શીખ્યા. હવે આ પાઠમાં આપણે इકારાન્ત અને उકારાન્ત નામો વિષે શીખીશું. અહિં હમણાં તો આપણે માત્ર इકારાન્ત પુલ્લિંગ નામોનોજ વિચાર કરશું: તેમનાં રૂપો શિક્ષિકામાં આપેલા છે; જેમકે कपिः વાંદરો: गुरुः શિક્ષક બન્ને નરજાતિ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| कपिः | कपी | कपयः | गुरुः | गुरू | गुरवः |
| कपिम् | कपी | कपीन् | गुरुम् | गुरू | गुरून् |
| कपिना | कपिभ्याम् | कपिभिः | गुरुणा | गुरुभ्याम् | गुरुभिः |
| कपये | कपिभ्याम् | कपिभ्यः | गुरवे | गुरुभ्याम् | गुरुभ्यः |
| कपेः | कपिभ्याम् | कपिभ्यः | गुरोः | गुरुभ्याम् | गुरुभ्यः |
| कपेः | कप्योः | कपीनाम् | गुरोः | गुर्वोः | गुरूणाम् |
| कपौ | कप्योः | कपिषु | गुरौ | गुर्वोः | गुरुषु |
| हे कपे | कपी | कपयः | हे गुरो | गुरू | गुरवः |

આ પ્રમાણે બીજા પુલ્લિંગ इकारान्त અને उકારાન્ત નામોનાં રૂપો વિદ્યાર્થીએ તૈયાર કરવાં. अग्नि, अहि, उदधि, कवि, निधि, मणि, रवि આ નામોનાં રૂપો લખોઃ जन्तु, पांशु, मधु, साधुના રૂપો આપો; યાદ રાખો કે अरिनुं ત્રીજી વિભક્તિ એક

વચન, आरना નહિ પણ अरिणा થાય કારણ કે र् અને न् વચ્ચે इ આવ્યો છે ને તે સ્વર છે માટે ननो ण કરવો, सारथिनुं ત્રીજી વિભકિત એક વચનમાં શું થાય; सारथिना કે सारथिणा અહિં र् and न् વચ્ચે अ, थ् અને इ આવેલા છે ( स्+आ+र्+अ+थ्+इ+ना ); अ અને इનો બાધ નહિ; પણ थ् આવેલો છે; તે કંઠસ્થાની પણ નથી તેમ ઓષ્ઠસ્થાની પણ નથી. માટે न्નો ण् નહિ થાય; માટે सारथिना રહેવાનું. रविनुं रविणा થવાનું.

હવે स् જેમને અંતે આવતો હોય તેવાં વ્યંજનાન્તક નામોનાં રૂપો આપણે કરશું. અત્યાર સુધી નામના તૈયાર કરેલાં લાગતાં રૂપો શિક્ષિકામાં આપવામાં આવ્યાં હતાં; નામને જે પ્રત્યયો લાગે તે દર્શાવવામાં આવ્યા નહોતા કારણ કે સ્વરાન્ત નામનાં રૂપો સર્વ સામાન્ય પ્રત્યયો લગાડીને કરતાં કેટલીક માથાકુટ પડે છે; પણ વ્યજનાન્તક નામોના રૂપો પ્રત્યયો લગાડીને કરવાં સુગમ પડે છે. માટે તે પ્રત્યયો અહિં આપવામાં આવ્યા છે.

[ નિયમઃ—શબ્દને છેડે જ્યારે स् આવે છે ત્યારે તેનો વિસર્ગ થાયછે. ]

| | એક વચન. | દ્વિવચન. | બહુવચન. |
|---|---|---|---|
| ૧ લી | स् | औ | अस् |
| ૨ જી | अम् | औ | अस् |
| ૩ જી | आ | भ्याम् | भिस् |
| ચોથી | ए | भ्याम् | भ्यस् |
| પાંચમી | अस् | भ्याम् | भ्यस् |
| છઠ્ઠી | अस् | ओस् | आम् |
| સાતમી | इ | ओस् | सु |
| આઠમી | स् | औ | अस् |

થાય છે. **विपद्**=વિપત્તિઃ **शरद्**: પાનખર ઋતુ. હવે આપણે **विपद्**-ને આ પ્રત્યયો લગાડી રૂપો તૈયાર કરશું. હવે **विपद्+सु**.

નિયમઃ—વ્યંજનાન્તક શબ્દોની બાબતમાં **सु** પ્રત્યયનો લોપ થાય છે. માટે **सु** ઉડાડી દેવો, એટલે **विपद्** થયું; **विपद्+सु**; અહિં **द्** ની પછી **स्** આવેલો તે અઘોષ વ્યંજન છે માટે **द्**નો **त्** કરવો, એટલે **विपत्सु** થયું. માટે રૂપો નીચે પ્રમાણે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **विपद्** | **विपदौ** | **विपदः** | **शरद्** | **शरदौ** | **शरदः** |
| **विपदम्** | **विपदौ** | **विपदः** | **शरदम्** | **शरदौ** | **शरदः** |
| **विपदा** | **विपद्भ्याम्** | **विपद्भिः** | **शरदा** | **शरद्भ्याम्** | **शरद्भिः** |
| **विपदे** | **विपद्भ्याम्** | **विपद्भ्यः** | **शरदे** | **शरद्भ्याम्** | **शरद्भ्यः** |
| **विपदः** | **विपद्भ्याम्** | **विपद्भ्यः** | **शरदः** | **शरद्भ्याम्** | **शरद्भ्यः** |
| **विपदः** | **विपदोः** | **विपदाम्** | **शरदः** | **शरदोः** | **शरदाम्** |
| **विपदि** | **विपदोः** | **विपत्सु** | **शरदि** | **शरदोः** | **शरत्सु** |
| **विपद्** | **विपदौ** | **विपदः** | **शरद्** | **शरदौ** | **शरदः** |

આ પ્રમાણે વિદ્યાર્થીએ **सुहृद्**=ભાઇબંધ **दृषद्**: પથ્થર **संपद्**: પૈસો **प्रतिपद्**—પડવો **मृद्** માટી **आपद्**:આપત્તિ વગેરે શબ્દોનાં રૂપો તૈયાર કરવાં.

આ પાઠમાં આપેલા નિયમોઃ—

૧. ( અ ) વ્યંજનાન્તક શબ્દોના સંબંધમાં પહેલી વિભકિત એકવચનના **सु** પ્રત્યયનો લોપ થાય છે.

( બ ) પદને છેડે જો **स्** વ્યંજન આવ્યો હોય તો તેનો વિસર્ગ કરવો.

૨. વિસર્ગની પહેલા **अ** કે **आ** શિવાય બીજો કોઇ સ્વર આવ્યો હોય અને વિસર્ગની પછી કોઇ સ્વર અથવા

ઘોષ વ્યંજન આવ્યો હોય તો વિસર્ગને બદલે र् મુકવો જેમકે रविः+उदयम्; અહિં વિસર્ગની પહેલાં इ આવેલો છે. ને વિસર્ગની પછી उ આવ્યો છે. માટે વિસર્ગનો र् કરવો. એટલે रविर्+ उदयम् થયું એટલે रविरुदयम् થયું, એજ પ્રમાણે कपिभिः+रावणम्; અહિં વિસર્ગ પહેલાં इ આવ્યો છે ને વિસર્ગ પછી र् આવ્યો છે. र् ઘોષ વ્યંજન છે માટે વિસર્ગનો र् કરવો; એટલે कपिभिर् रावणम् થયું; मनोः अपत्यानि; અહિં વિસર્ગ પહેલાં ओ આવ્યો છે ને વિસર્ગ પછી अ ( સ્વર ) આવ્યો છે માટે मनोर् अपत्यानि એટલે मनोरपत्यानि થયું; भानुः+दिनस्य એમાં વિસર્ગ પહેલાં उ આવ્યું છે ને વિસર્ગ પછી द् આવ્યો છે. द् ઘોષ વ્યંજન છે માટે भानुर् दिनस्य થયું અહિં યાદ રાખવું કે વિસર્ગ પહેલાં अ કે आ શિવાયનો સ્વર હોવો જોઇએ કારણ કે જો વિસર્ગ પહેલાં अ કે आ આવતો હોય તો આપણે શીખી ગયા તેમ વિસર્ગનો લોપ થાય છે જેમકે देवाः आगच्छन्ति: देवा आगच्छन्ति;

૭. જો र्ની પછી र् આવે તો આગલા र्નો લોપ થાય છે ( ઉડાડી દેવો ) અને આગલા र्ની આગળ જો હ્રસ્વ સ્વર આવતો હોય તો તે સ્વરને દીર્ઘ કરવો, જેમકે निर्+रसः અહિં र्ની પછી र् આવ્યો માટે આગલા र्ને ઉડાડી દીધો; વળી આગલા र् ( नि ના र् પહેલાં )ની પહેલાં इ સ્વર આવેલો છે ને તે

હ્રસ્વ છે; માટે તેને દીર્ઘ કરવો એટલે इने બદલે ई થઇ એટલે निर्+रसः નું नीरसः થયું તેજ પ્રમાણે निर्+रोगः=नीरोगः તેજ પ્રમાણે धूर्जटिः+रक्षति=धूर्जटिर् रक्षति ( નિયમ ૨ પ્રમાણે ) અને धूर्जटी+रक्षति [ નિયમ પ્રમાણે ) તેજ પ્રમાણે कपिभिः रावणम्=कपिभिर्+ रावणम्=कपिभी रावणम्.

નિયમ ૪:—જ્યારે પદને છેડે ए અથવા ओ આવતો હોય અને તેની પછી अ આવતો હોય તો अ આગલા ए અથવા ओ ની સાથે ભળી જાય છે અને આ ભેળવણી સૂચવવા સારૂ અને સ્થાને अवग्रह ( ऽ ) મુકવાનો રિવાજ છે; જેમકેઃ—वीरः अरीन्; અહિં વિસર્ગ પહેલાં अ આવેલો છે ને વિસર્ગ પછી अ આવેલો છે; માટે વિસર્ગનો उ થયો. वीर उ अरीन्= वीरो अरीन्; वीरो એ પદ છે ને તેને છેડે ओ આવેલો છે ને તેની પછી अ આવેલો છે; માટે આ નિયમથી अ ઉડી જશે ને તેને બદલે નિશાની દાખલ ऽ મુકવામાં આવશે. वीरोऽरीन् તેજ પ્રમાણે रामः अश्वम्=रामो अश्वम् रामोऽश्वम्.

નિયમ ૫:—ए, ऐ, ओ અને औની પછી સ્વર આવે તો તેમને વાસ્તે અનુક્રમે अय्, आय्, अव् અને आव् મુકવા; જેમકે नै+ अक; અહિં ऐ પછી अ આવ્યો છે માટે ऐना आय् થયો; એટલેન ाय्+अकः नायकः થયું એજ પ્રમાણે

**पौ+अक=पावकः हरे+ए, हरय्+ए–हरये; गुरो+ ए = गुरव्+ए= गुरवे.**

નિયમ ૬;—જો **ए, ऐ, ओ** અને **औ** પદને અંતે આવેલા હોય અને તેમની પાછળ **अ** કે **आ** આવતા હોવાથી તેમને વાસ્તે અનુક્રમે **अय्, आय् अव्** અને **आव्** મુકાતા હોય તો આ **अय्, आय् अव्** અને **आव्** નો વિકલ્પે **य्** અને **व्** ઉડાડી દેવો અનેય્ અને **व्** ઉડાડી દેવાથી જે સ્વરો ભેગા આવે તેમની સંધિ કરવી નહિ. જેમકે **गुरौ+अपि** પાંચમા નિયમથી **औ**ને વાસ્તે **आव्** મુકવો. એટલે **गुराव्+अपि** થયું. હવે આ નિયમમાં કહેલું છે કે गुरव्નો **व्** વિકલ્પે ઉડાડી શકાય એટલે **गुराव्+अपि** અથવા **गुरा** ( **व्** ઉડાડી દેવાથી ) **अपि** થયું. હવે **गुरा+अपि**માં બે સ્વર સાથે આવ્યા પણ આ નિયમ કહે છે કે તેમનો સંધિ થાય નહિ. કારણ કે આ બે સ્વર વચ્ચે જે **व** હતો તે ઉડાડી દેવાથી આ બે સ્વર ભેગા આવ્યા છે માટે **गुरौ+अपि**નું **गुरावपि** અથવા **गुरा अपि** સંધિઓ થાય; તેજ પ્રમાણે લો **मन्यते+आत्मानम्**; છઠ્ઠા નિયમથી **ए**નો **अय्** થયો; માટે **मन्यतय्+आत्मानम्** છઠ્ઠા નિયમથી ( **ए**ને બદલે જે **अय्** મુકયો તે ) **अय्**નો **य्** વિકલ્પે ( આપણી મરજી થાય તો ) ઉડાડી દેવો: એટલે **मन्यतय्+आत्मानम्** અથવા **मन्यत+आत्मानम्** એમ થયું. **मन्यत आत्मानम्** માં **अ** અને **आ** એવા બે સ્વર પડખે આવ્યા પણ.

તેમની સંધિ થાય નહિ. કારણ કે જે કારણ गुरा अवि માં લાગ્યું તેજ અહિં લાગુ પડે છે. એટલે मन्यते +आत्मानम्‌નું કાંતો मन्यत आत्मानम् અથવા मन्यत आत्मानम् થયું. અહિં યાદ રાખવું કે જો अय् आय्, अव्, आव્નો य् અથવા व् ઉડાડવો હોય તો આપણે જોવું જોઇએ કે તેમના મૂળ પ્રતિનિધિ ए, ऐ, ओ, औ, પદને અંતે આવેલાં છે કે નહિ. જો તે પદને અંતે આવેલા ન હોય પણ શબ્દના ગર્ભમાં હોય તો अय् વગેરેનો य् અથવા व् ઉડાડી શકાય નહિ, દાખલા તરીકે લો हरे+ए=हरये; हरये પદ કહેવાય; કારણ કે हरि શબ્દની એ ચોથી વિભક્તિ છે; પણ हरे+ए એ પદ નથી. માટે हरे+एનું કેવલ हरये થાય; અહિં य् ઉડી જાય નહિ.

નિયમ ૭ મો:—જ્યારે

( ૧ ) स्‌ની પછી श् અથવા च वर्गनो અક્ષર ( च्, छ्, ज्, झ्, ञ् ) અક્ષર આવે તો स्‌નો श् કરવો; જેમકે हविस् चिनोति; અહિં स्‌ની પછી च આવ્યો; માટે स्‌નો श् થયો એટલે हविस्+चिनोति=हविश्चनोति થયું; તેજ પ્રમાણે अर्चिस्+शान्त; અહિં स्‌ની પછી श् આવ્યો માટે स्‌નો श थयो એટલે अर्चिश्शान्त થયું.

( ૨ ) જો त વર્ગના અક્ષર પછી श् આવે તો त વર્ગના અક્ષરને બદલે च વર્ગનો અનુરૂપ અક્ષર મુકવો. જેમકે जगत्+शेते; અહિં त् પછી श આવ્યો; માટે त् વર્ગ-

ના અક્ષર त् વાસ્તે च વર્ગનો અક્ષર મુકવો; त् વર્ગ-
નો પહેલો અક્ષર त् છે; માટે त्ने બદલે च् વર્ગનો
પહેલો અક્ષર च् મુકવો એટલે जगच् शेते થયું,

( ૩ ) જો त વર્ગના અક્ષર પછી च વર્ગનો અક્ષર આવે તો
त વર્ગના અક્ષરને બદલે च વર્ગનો અનુરૂપ અક્ષર
મુકવો; જેમકે अरीन्+जयति; અહિં न् તે વર્ગનો અ-
ક્ષર છે ને ज च વર્ગનો અક્ષર છે; તે બે સાથે આ-
વ્યા; માટે न्के જે त વર્ગનો અક્ષર છે તેને બદલે
च् વર્ગના અનુરૂપ અક્ષર મુકવો; હવે न् એ त વર્ગ-
નો છેલ્લો અક્ષર છે; ને च વર્ગનો છેલ્લો અક્ષર ञ्छे;
માટે न् ને બદલે ञ् મુકવો એટલે अरिञ् जयति એમ
થયું; એજ પ્રમાણે જુઓ सत्+चरितम्; અહિં त्
પછી च् આવ્યાઃ માટે त्ने બદલે च् મુકવો એટલે
सच्चरितम् થયું; તેજ પ્રમાણે प्रासादात्+जनम्; અહિં
त्ब વર્ગનો છે; ને ज, च વર્ગનો છે; તે ભેગા આવ્યા
હવે त् એ च् વર્ગનો પહેલો અક્ષર છે ને च એ च
વર્ગનો પહેલો અક્ષર છે; માટે त्ने બદલે આપણે च
મુકવો એટલે प्रासादाच्+जनम् એમ થયું હવે ૭ મા
પાદના પાંચમા નિયમમાં આપેલું છે કે પદને છેડે (અ-
નુનાસિક અથવા અંતઃસ્થ શિવાયનો ) કોઇ વ્યંજન
આવેલો હોય ને તેની પછી ઘોષ વ્યંજન અથવા સ્વર
આવે તો તે વ્યંજન જે વર્ગનો હોય તે વર્ગનો ત્રીજો
અક્ષર તે વ્યંજન માટે મુકવો; એટલે प्रासादाच्+जनम्;

અહિં ज ઘોષ વ્યંજન છે; માટે च् જે વર્ગનો હોય તે વર્ગનો ત્રીજો અક્ષર च् વાસ્તે મુકવો; च च વર્ગનો છે ને તે વર્ગનો ત્રીજો અક્ષર ज છે માટે च्ने બદલે ज् મુકવો એટલે प्रासादाज्जनम् થયું.

---

# વાકયો.

कुबेरः निधीनामीशः=कुबेरः निधीनाम् ईशः ( अस्ति ) કુબેર નિધિઓના ( ભંડારોનો ) સ્વામી છે, Kuber is the master of treasures कुबेरः निधीनाम् નુ कुबेरो निधीनाम् ક્યા નિયમથી થયું તે જણાવો कुबेरः+ईशःની શી સંધિ થાય તે બતાવો. ( कुबेर ईशः ),

मातलिरिन्द्रस्य सारथिः=मातलिः इन्द्रस्य सारथिः ( अस्ति ); માતલિ ઇન્દ્રનો સારથી ( રથ હાંકનાર ) છે Matali is the charioteer of Indra; इन्द्रनुं ત્રીજી વિભક્તિ એક વચન इन्द्रेन થાય કે इन्द्रेण ?

( જવાબ इन्द्रेण કારણ કે इन्द्रेन=इन्द्र्+ए+न; र्‌ની પછી ए આવ્યો તે તેની પછી न् આવ્યો; एનો બાધ નહિ કારણ કે તે સ્વર છે; માડે इन्द्रेण થાય, न्‌નો ण् થાય );

अलयः कुसुमानां गंधं हरन्ति=अलयः कुसुमानाम् गन्धम् हरन्ति: ભમરાઓ કુસુમ ( ફુલ )ની ગંધ લઇ જાય છે. Bees carry away the smell of flowers ધ્યાનમાં રાખો કે જોકે

**આંખ** ગુજરાતીમાં સ્ત્રીલિંગ ( નરજાતિ ) છે પણ સંસ્કૃતમાં તો તે પુંલ્લિંગ છે; **અક્ષિનો** રૂપાખ્યાન આપો.

**साधवो विपत्सु धैर्यं न त्यजन्ति=साधवः विपत्सु धैर्यं त्यजन्ति** સાધુ પુરૂષો વિપત્તિમાં ધીરજને છોડતા નથી. Good men do not abandon courage in **adversities.** **साधवः विपत्सुनुं साधवो विपत्सु** કેમ થયું તે સમજાવો.

**बालाः पांसुभिः क्रीडन्ति**=બાલકો રેત વડે રમે છે; children play with dust.

સ્વસ્તિ હમેશાં ચોથી વિભક્તિવાળા નામની **સાથે વપરાયછે** Hail Hari **स्वस्ति हरये.**

વિશેષણની જાતિ વિગેરે નામની પેઠે **હોય છે. बहु જ્યારે** પુલ્લિંગ વિશેષ્ય સાથે વપરાયું હોય ત્યારે તેના રૂપાખ્યાન **गुरु** પેઠે કરવાં.

---

# પાઠ ૯.

આત્મનેપદ વર્તમાનકાળ=અને **આકારાન્ત** નામો.

ક્રિયાપદો બે જાતના હોય છે; કેટલાક ક્રિયાપદો **परस्मैपदी** હોય છે, ને કેટલાંક **आत्मनेपदी** હોય છે; એટલે કે કેટલાક ક્રિયાપદોના રૂપાખ્યાન અમુક પ્રત્યયોના સમૂહથી થાય છે. ત્યારે બીજાં ક્રિયાપદોનાં રૂપાખ્યાન જુદા પ્રત્યયોના **સમૂહથી થાય છે.** ક્રિયાપદોના આ ભેદ દર્શાવવા સારૂ તેમના **परस्मैपदी અને आत्मनेपदी** એવા વિભાગ પાડેલા છે; **परस्मैपदी** અને **आत्मनेपदी**

શબ્દો ઘણા અર્થ સૂચક લાગતા નથી. તેમજ કયા ક્રિયાપદો પરસ્મૈપદી અને કયાં ક્રિયાપદો આત્મનેપદી તે જાણવાને સંસ્કૃત વ્યાકરણકારોએ કાંઈ સરખો નિયમ આપ્યો નથી. કેવળ શબ્દકોશનો આશ્રય આ જાણવા સારૂ લેવો પડે છે. તેના વર્તમાનકાળના પ્રત્યયો નીચે પ્રમાણે:—

પરસ્મૈપદી ક્રિયાપદના વર્તમાનકાળના પ્રત્યયો,
આત્મનેપદી ક્રિયાપદના વર્તમાનકાળના પ્રત્યયો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| मि | वः | म | ए | वहे | महे |
| सि | थः | थ | से | इथे | ध्वे |
| ति | तः | अन्ति | ते | इते | अन्ते |

આત્મનેપદી વર્તમાનકાળના બધા પ્રત્યયો एકારાન્ત છે.

હવે ચાલો રૂપાખ્યાન કરીએ वृध् પહેલા ગણનો ધાતુ છે ને તે આત્મનેપદી છે. માટે वृध्+अ ( ગણની નિશાની ); હવે આપણે પહેલા ગણના વિચારમાં શીખી ગયા કે પહેલા ગણની નિશાની अ ની આગળ ધાતુના ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે; માટે वृध् માં ઉપાન્ત્ય ऋનો ગુણ કરવો; ऋનો ગુણ अर् માટે वर्ध्+अ =वर्ध थयुं. હવે પ્રત્યયો લગાડવા.

| | | |
|---|---|---|
| वर्ध+इ | वर्ध+वहे | वर्ध+महे |
| वर्ध+से | वर्ध+इथे | वर्ध+ध्वे |
| वर्ध+ते | वर्ध+इते | वर्ध+अन्ते |

નિયમ:—જેમ પહેલા ગણના પરસ્મૈપદી પ્રત્યયો मि, वः અને मः આગળ अ ( પહેલા ગણની નિશાની )નો आ થતો તેમ અહિં પણ वहे અને महे આગળ अનો आ કરવો; એટલે वर्ध वहे અને वर्धमहेને બદલે वर्धा+वहे અને वर्धामहे થયું.

નિયમઃ—જેમ પહેલા ગણના પરસ્મૈપદી ક્રિયાપદમાં, **अन्ति** આગળ **अ**નો લોપ થતો તેમ અહિં પણ **अन्ते** આગળ **अ**નો લોપ કરવો; માટે **वर्ध+अन्ते वर्ध्+अन्ते=वर्धन्ते**. માટે રૂપો નીચે પ્રમાણે થયાઃ— [ **अ+इ=ए** ].

| | | |
|---|---|---|
| **वर्धे** | **वर्धावहे** | **वर्धामहे** |
| **वर्धसे** | **वर्धेथे** | **वर्धध्वे** |
| **वर्धते** | **वर्धेते** | **वर्धन्ते** |

તેજ પ્રમાણે **मुद्** પહેલો ગણઃ—આનંદ પામવોનાં રૂપાખ્યાન કરીએ **मुद्+अ**; ઉપાન્ત્ય સ્વરનો ગુણ કરવો; માટે **मोद्+अ**;, હવે પ્રત્યયો લગાડી અને નિયમો ઉપર ધ્યાન આપીએ એટલે નીચે પ્રમાણે રૂપો થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **मोदे** | **मोदावहे** | **मोदामहे** | **रमे** | **रमावहे** | **रमामहे** |
| **मोदसे** | **मोदेथे** | **मोदध्वे** | **रमसे** | **रमेथे** | **रमध्वे** |
| **मोदते** | **मोदेते** | **मोदन्ते** | **रमते** | **रमेते** | **रमन्ते** |

તેજ પ્રમાણે **रम्**=શરૂ કરવું; અને **लभ्**=મેળવવું, એમના રૂપાખ્યાન તૈયાર કરો; બંને પહેલા ગણ થાય.

તેજ પ્રમાણે **डी**=ઉડવું ( ગણ ૧ લો ); **डी+अ** ( ગણની નિશાની ) હવે **अ** આગળ ધાતુના અન્ત્યસ્વરનો ગુણ કરવો; માટે **डे+अ=डय** થયું. હવે પ્રત્યયો લગાડવા અને નિયમો ધ્યાનમાં રાખવાઃ=

| | | |
|---|---|---|
| **डये** | **डयावहे** | **डयामहे** |
| **डयसे** | **डयेथे** | **डयध्वे** |
| **डयते** | **डयेते** | **डयन्ते** |

તેજ પ્રમાણે **भाष्**=બોલવું. **वृत्**=હોવું, **शुभ्**: શોભવું, **त्रै**=રક્ષણ કરવું; આ ધાતુઓનાં રૂપો જાતે તૈયાર કરવાં; બધા પહેલા

ગણના ધાતુઓ છે. ત્યારે હવે આત્મનેપદી ધાતુઓનાં રૂપ તૈયાર કરતાં નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

( ૧ ) ધાતુ કયા ગણનો છે; ( ૨ ) ધાતુને ગણની નિશાની લગાડો. ( ૨ ) ધાતુના ગણની નિશાની આગળ ગુણ કે વૃદ્ધિ થાય છે કે નહિ તે નક્કી કરો; ચોથા અને છઠ્ઠા ગણમાં ગુણ કે વૃદ્ધિનો સવાલ નથી; પહેલા ગણમાં ગુણનો સવાલ છે. અને દશમા ગણમાં ગુણ તથા વૃદ્ધિનો સવાલ છે. ( ૩ ) જો ગુણ થતો હોય તો અન્ત્ય સ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ કરો ( આ પહેલા ગણમાં કરવાનું ) જો વૃદ્ધિ થતી હોય તો અન્ત્ય સ્વરની વૃદ્ધિ કરો અને ઉપાન્ત્ય અની વૃદ્ધિ કરો ( અલબત **कथ्, गण्, रच्** વગેરેમાં તેમ ન કરવું ) અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ કરો, ( આ દશમા ગણના ધાતુમાં કરવું ). ( ૪ ) પછી આત્મનેપદી પ્રત્યયો લગાડો. ( ૫ ) ગણની નિશાનીના અન્ત્ય અનો **वहे, महे** આગળ આ કરવો ને **अन्ते** આગળ અ ઉડાડી દેવો.

પહેલા ગણના આત્મનેપદી ધાતુના રૂપો આપણે શીખ્યા; હવે ચાલો ચોથા ગણના આત્મનેપદી ધાતુના રૂપો કરીએ, **युध्**=લડવું તે ચોથા ગણનો છે માટે **य** લગાડવો **युध्+य** ( અહિં ચોથા ગણમાં ગુણ ,વૃદ્ધિની માથાકુટ નથી માટે લાગલા પ્રત્યય લગાડો )

એ પ્રમાણે ચોથા ગણના બીજા આત્મનેપદી ધાતુઓના સંબંધમાં સમજવું.

| | | |
|---|---|---|
| **युध्ये** | **युध्यावहे** | **युध्यामहे** |
| **युध्यसे** | **युध्येथे** | **युध्यध्वे** |
| **युध्यते** | **युध्येते** | **युध्यन्ते** |

હવે છઠ્ઠા ગણુનો ધાતુ લઇએ:—मृ=મરવું, मृનો આદેશ म्रिय् થાય છે; હવે ગણુ નિશાની લગાડવી म्रिय्+अ; હવે રૂપો વાસ્તે પ્રત્યયો લગાડો.

તે પ્રમાણે विद्–મેળવવું; विद्નો આદેશ विन्द् થાય છે, માટે विन्द्+अ: હવે રૂપો-

| | | | | | |
|---|---|---|---|---|---|
| म्रिये | म्रियावहे | म्रियामहे | विन्दे | विन्दावहे | विन्दामहे |
| म्रियसे | म्रियेथे | म्रियध्वे | विन्दसे | विन्देथे | विन्दध्वे |
| म्रियते | म्रियते | म्रियन्ते | विन्दते | विन्देते | विन्दन्ते |

હવે દશમા ગણુનો ધાતુ લઇએ:—દશમા ગણના ધાતુઓ સામાન્ય રીતે બંને પદી હોય છે; એટલે કે સામાન્ય રીતે તેમને પરસ્મૈપદી અને આત્મનેપદી બંને જાતના પ્રત્યયો લાગે છે. દાખલા તરીકે લો चुर्=ચોરવું. હવે चुर्+अय; દશમા ગણુના સંબંધમાં ગુણુ અને વૃદ્ધિ સંબંધી ભુલવું નહિ.

અહિં ઉપાન્ત્ય उ હ્રસ્વ છે; માટે તેનો ગુણુ થશે; એટલે चोर्+अय=चोरय થયું.

नट्=નાચવું; नट्+अय: હવે अय આગળ ઉપાન્ત્ય अની વૃદ્ધિ થાય; માટે नाट्+अय થયું એટલે नाटय.

| | | |
|---|---|---|
| चोरये | चोरयावहे | चोरयामहे |
| चोरयसे | चोरयेथे | चोरयध्वे |
| चोरयते | चोरयेते | चोरयन्ते |
| नाटये | नाटयावहे | नाटयामहे |
| नाटयसे | नाटयेथे | नाटयध्वे |
| नाटयते | नाटयेते | नाटयन्ते |

પણ **કથ્નું કથય** થશે; ત્યાં ઉપાન્ત્ય **અ**ની વૃદ્ધિ થશે નહિ. કારણ કે તે ઉપાન્ત્ય **અ**ની વૃદ્ધિ કરવાના નિયમનો અપવાદ (exception ) છે; તેજ પ્રમાણે **રચ્, ગણ્**માં સમજવું.

તેજ પ્રમાણે **પીડ્**માં ઉપાન્ત્ય **ઈ**નો ગુણ નહિ થાય; કારણ કે અહિં ઉપાન્ત્ય સ્વર દીર્ઘ છે. જો તે હ્રસ્વ હોય તો વૃદ્ધિ થાત; **પીડ્+અય=પીડય** ( પછી પ્રત્યયો લગાડો ) ચોથા ગણનો '**જન્**=પેદા થવું; જન્મવું ' ધાતુ છે; તે આત્મનેપદી છે તેનો આદેશ **જા** થાય છે; માટે **જન્**ને બદલે **જા** મુકવો; પછી **જા+ય+** પ્રત્યયો; એટલે **જાયે જાયાવહે જાયામહે** એ પ્રમાણે થયું.

---

આકારાન્ત સ્ત્રીલિંગ નામોનાં રૂપાખ્યાનો **રમા** પેઠે કરવાં; **રમા** એટલે લક્ષ્મી; તે પ્રમાણે **શાલા**: નિશાળ, **વિદ્યા**=જ્ઞાન. **સીતા**, **બાલા**-છોડી, **તૃષ્ણા**—ઇચ્છા વગેરે શબ્દોનાં રૂપો વિદ્યાર્થીએ જાતે તૈયાર કરવાં; અહિં યાદ રાખવું કે આકારાન્ત નામ સ્ત્રીલિંગ હોય તોજ તેનાં રૂપ **રમા** પ્રમાણે થાય; આકારાન્ત નામો સામાન્ય રીતે સ્ત્રીલિંગ હોય છે. કેટલાક આકારાન્ત નામો પુલ્લિંગ હોય છે. તેમના રૂપાખ્યાન **રમા** પેઠે થતાં નથી પણ જુદી રીતે થાયછે. તે હમણાં વિદ્યાર્થીને જાણવાની જરૂર નથી. યાદ રાખો કે આકારાન્ત નામો ઘણું કરીને તો નારીજાતિનાં હોય છે. એટલે તેમની જાતિ ઓળખવી ઘણી સુલભ છે.

---

આ પાઠના સંધિ નિયમો:—

( १ ) જ્યારે **इवर्ण** પછી વિજાતિય સ્વર આવે તો **इवर्ण**નો **य्** કરવો.
જ્યારે **उवर्ण** પછી વિજાતિય સ્વર આવે તો **उवर्ण**નો **व्** કરવો;
જ્યારે **ऋवर्ण** પછી વિજાતિય સ્વર આવે તો **ऋवर्ण**નો **र्** કરવો;
જ્યારે **ऌ** પછી વિજાતિય સ્વર આવે તો **ऌ**નો **ल्** કરવો.
**इवर्ण=इ** અથવા **ई**; **उवर्ण=उ** અથવા **ऊ**; એ પ્રમાણે **ऋ** વર્ણમાં સમજવું.

વિજાતિય એટલે સવર્ણ નહિ; **इ**નો વિજાતિય સ્વર, **अ**, **आ**, **उ**, **ऊ**, **ए**, **ऐ** **ऋ** વગેરે. દાખલા તરીકે **हरन्ति+अलयः** ( **इ+अ**: **य** ) માટે **हरन्त्यलयः** થયું. તે પ્રમાણે **प्रति+उत्तरम्**; ( **इ+उ=यु** ) માટે **प्रत्युत्तरम्** થયું. આ નિયમ આગળના પાઠોમાં આવી ગયો છે. ત્યાં વિશેષ સમજુતિ વાસ્તે જોવું.

( ૨ ) જ્યારે પદને અંતે **न्** આવે અને તેની પછી **च्**, **छ्**, અથવા **ट्**, **ठ्**, અથવા **त्**, **थ्**, એમાંનો કોઇ અક્ષર આવે તો **न्** ને બદલે અનુસ્વાર અને વિસર્ગ મુકવો. જેમકે **बिडालान्+ताडयति**; અહિં **बिडालान्** એ પદ છે. કારણ કે તે **बिडाल** શબ્દનું બીજી વિભક્તિ બહુ વચન છે. **न्** પદને અંતે આવેલો છે તે તેની પછી **त्** આવ્યો છે; માટે **न्**ને બદલે અનુસ્વાર અને વિસર્ગ મુકવો; એટલે **बिडालान्+ताडयति=बिडालांः ताडयति** થયું; તે પ્રમાણે **रूपकान्+चिनोति**; અહિં **न्** પદને અંતે છે ને તેની પછી **च्** આવ્યો માટે **रूपकांः+चिनोति** થયું.

( ૩ ) વિસર્ગની પછી श् અથવા छ् આવે તો વિસર્ગનો श् કરવો. વિસર્ગની પછી त् અથવા थ् આવે તો વિસર્ગનો स् કરવો. વિસર્ગની પછી ट् અથવા ठ આવે તો વિસર્ગને બદલે ष् મુકવો. દાખલા તરીકે बिडालाः+ताडयति; અહિં વિસર્ગ પછી त આવ્યો માટે વિસર્ગને બદલે स् મુકવો; એટલે बिडालास्ताडयति થયું; તેજ પ્રમાણે रूपकाः+चिनोति; અહિં વિસર્ગ પછી च આવ્યો; માટે વિસર્ગને બદલે श् મુકવો; એટલે रूपकाश्चिनोति થયું; તેજ પ્રમાણે हरिःचरति=हरिश्चरति; रामःतरति=रामस्तरति; रामः+टीकते અહિં વિસર્ગ પછી ट् આવ્યો; માટે વિસર્ગનો ष् કરવો; એટલે रामष्टीकते થયું.

( ૪ ) જ્યારે નામ અથવા ક્રિયાપદના દ્વિવચનના રૂપને અંતે ई, ऊ અથવા ए આવતા હોય ત્યારે તે સ્વરોની, બીજા પછીથી આવતા કોઈ સ્વરો જોડે સંધિ થતિ નથી. જેમકે कपी आगच्छतः અહિં कपिनुं પહેલી વિભક્તિ દ્વિવચન રૂપ कपी થાય છે; માટે ईની પછી આવતા आ સાથે સંધિ થશે નહિ. એટલે कपी आगच्छतः એમજ રહેશે તે પ્રમાણે इषू+अस्यति, लभेते+अत्र વગેરેમાં સંધિ થશે નહિ. કારણ કે इषू અને लभेते દ્વિવચનરૂપ છે. પણ गृहे अनलः=गृहेऽनलः કારણ કે गृहे અહિં દ્વિવચન નથી પણ સપ્તમી વિભકિતનું એકવચન છે. गृहे=ઘરમાં.

( ૫ ) (અ) જ્યારે स् પછી ष् આવે ત્યારે सને બદલે ष् મુકવો.
(બ) જ્યારે स् પછી ट વર્ગનો કોઈ અક્ષર આવે ( ट्,

ट्, ठ्, ड्, ण्, ) તો स्ने બદલે ष् મુકવો.

(ક) જ્યારે त् વર્ગના અક્ષર પછી ( त्, थ, द, ध्, न् ) ष् આવે તો त् વર્ગના અક્ષરને બદલે ट् વર્ગનો અનુરૂપ અક્ષર મુકવો.

(ડ) જ્યારે त् વર્ગના અક્ષર પછી ट् વર્ગનો અક્ષર આવે ત્યારે त् વર્ગના અક્ષરને બદલે ट् વર્ગનો અનુરૂપ અક્ષર મુકવો.

દાખલા તરીકે:—रामस्+षष्ठः અહિં स्‌ની પછી ष् આવ્યો; માટે स्‌નો ष् થયો. એટલેरामष्षष्ठः થયું.

गोविंदस्+ टाकते અહિં स्‌ની પછી ट् આવ્યો; માટે स्‌ને બદલે ष् મુકવો; એટલે गोविंदष्टीकते એમ થયું.

तत्+टीका:—અહિં त વર્ગના ( त् અક્ષર ) અક્ષર પછી ट વર્ગનો ( ट् અક્ષર ) આવ્યો; માટે त વર્ગના અક્ષર બદલે ट વર્ગનો અનુરૂપ અક્ષર મુકવો. त् તવર્ગનો પહેલો અક્ષર છે; માટે त्‌ને બદલે ट વર્ગનો પહેલો અક્ષર ट् મુકવો; એટલે तट्टीका થયું તેજ પ્રમાણે उद्+डय તે; અહિં द् તવર્ગનો ત્રીજો અક્ષર છે; તેની પછી ड, ટ વર્ગનો અક્ષર આવ્યો; માટે द् ( त વર્ગના ત્રીજા અક્ષરને બદલે ) ट વર્ગનો ત્રીજો અક્ષર મુકવો. માટે द्‌ને બદલે ( त વર્ગના ત્રીજા અક્ષરને બદલે ) ट વર્ગનો ત્રીજો અક્ષર મુકવો. ट વર્ગનો ત્રીજો અક્ષર ड्; માટે द्‌ને બદને ड् મુકવો; માટે उद्+डय-ते=उड्डयते; તેજ પ્રમાણે जगत्+डयते=जगड् डयते; चक्रिन्+ढौकसे;

અહિં न् त વર્ગનો છેલ્લો અક્ષર છે; તેની પછી ट વર્ગનો અક્ષર ( ड् ) આવ્યો માટે न्ने બદલે ट् વર્ગનો છેલ્લો અક્ષર ( ण् ) મુકવો એટલે चक्रिन्+ढौकसे=चक्रिण् ढौकसे થયુ.

---

कन्ययोर्विवाहं चिन्तयामिः=कन्ययोः विवाहं चिन्तयामिः બે કન્યાઓના વિવાહનો વિચાર કરૂંછું. I think about the marriage of two girls. कन्ययोः विवाहम्=कन्ययो विवाहं કયા નિયમથી થયું તે સમજાવો कन्याનાં રૂપાખ્યાન આપો.

आतपात् त्रायत आतपत्रम्=आतपात् त्रायते आतपत्रम्=તડકાથી છત્રી સંરક્ષણ કરે છે; An umbrella protects ( a man ) from sunshine त्रायते+आतपत्र; एની પછી आ આવ્યો માટે एનો अय થયો; માટે त्रायत्+अय्+आतपत्र થયું. अय्-નો વિકલ્પે य् ઉડી ગયો ( જુઓ શિક્ષિકા પાનું ૨૦ મું નિયમ ૬ ) તેથી त्रापतयापत्र થાય અથવા य ઉડાડી દેતાં त्रायत्+अ+आतपत्र થયું એટલે त्रायत+आतपत्रम् થયુ; य ઉડાડી દેવાથી જે બે સ્વર ભેગા આવે તેમની સંધિ થાય નહિ. માટે त्रायतआतपत्रम् રહેવાનું ( એટલે अ+आ=आ એમ સંધિ થઈ નહિ. ) માટે त्रायते +आतपत्र= ( ૧ ) त्रायतयापत्र અથવા ( ૨ ) त्रायत आतपत्रम् આ સંધિના ખુલાસા વાસ્તે જુઓ નિયમ ૫ અને ૬ પાનુ ૨૦. શિક્ષિકા, त्रैના રૂપાખ્યાન ( વર્તમાનકાળ ) આપો.

नराणां तृष्णा न शाम्यति=नराणाम् तृष्णा न शाम्यति= પુરૂષોની તૃષ્ણા શમતી નથી; man's desire is not quenched

तृष्+ना=तृष्णा; ननो ण् थयो. नरा+नाम्=नरा+णाम्=नराणां; न्‌ नो ण् थाय એ નિયમ વાંચી જાઓ.

लोपामुद्रागस्त्यस्यभार्या; लोपामुद्रा अगस्त्यस्य भार्या; લોપામુદ્રા અગસ્ત્યની સ્ત્રી ( થાય ). Lopamudra is the wife of Agastya.

पंके जायते पंकजम्=पंकजम् पंके जायते=કમળ કાદવમાં થાય છે. A lotus is born in mud; जन् ચોથા ગણનો ધાતુ છે. તેનો આદેશ जा થાય છે; जन्‌નાં વર્તમાનકાળનાં રૂપ આપો. તે આત્મનેપદી છે.

---

સંસ્કૃત કરો;—

વર્ષાઋતુમાં દેડકાં ડેં ડેં કરે છે ( रट् )=वर्षासु भेका: रटन्ते; અહિં યાદ રાખવું કે वर्षा શબ્દ હમેશાં બહુ વચનમાં વપરાય છે.

---

## પાઠ ૧૦ સર્વનામ વિચાર.

સંસ્કૃતમાં મુખ્ય સર્વનામો નીચે પ્રમાણે છે:—सर्व=સહુ; तद्=તે; एतद्=આ; यद्=જે; किम्=કોણ અથવા શું; अस्मद्=હું અથવા અમે; युष्मद्=તું અથવા તમે; इदम्=આ; अदस्=આ અથવા પેલું; अन्य=બીજું.

આ સર્વનામોમાંથી શિક્ષિકામાં ૧૦ મા પાઠમાં सर्व, तद्, यद्, किम्, अन्य, एतद्—એટલાં સર્વ નામોનાં રૂપો આપેલાં છે;

સામાન્ય રીતે સર્વનામોનાં નર જાતિ, નારી જાતિ અને નાન્યતર જાતિ ત્રણેમાં રૂપો હોય છે. માટે તેમનાં ત્રણે જાતિનાં રૂપો વિદ્યાર્થીએ ગોખી તૈયાર કરવા; તેમનાં રૂપો યાદ રાખવાની કુંચી અહિં આપવામાં આવશે.

**सर्व**, પુલ્લિંગનાં રૂપાખ્યાન અકારાન્ત નામ **राम** પેઠે કરવાં; કેવળ યાદ રાખવું કે ચોથી વિભક્તિ એક વચનમાં **सर्वाय**ને બદલે **सर्वस्मै** થાય; પાંચમી વિભક્તિ એક વચનમાં **सर्वात्** ને **सर्वस्मात्** થાય છે: છઠ્ઠી વિભક્તિ એક વચનમાં પાંચમી વિભક્તિ એક વચન પ્રમાણે થાય છે, છઠ્ઠી વિભક્તિ અનેક વચનમાં **सर्वाणाम्** ને બદલે **सर्वेषाम्** થાય છે; સાતમી વિભક્તિ એક વચનમાં **सर्वे**ને બદલે **सर्वस्मिन्** થાય છે, અને પ્રથમા વિભક્તિના બહુ વચનમાં **सर्वाः** ને બદલે **सर्वे** થાય છે.

**सर्व**—સ્ત્રી લિંગ ( **सर्व**નું સ્ત્રી લીંગ **सर्वा** થાય છે ). નાં રૂપાખ્યાન **बाला** પેઠે કરવાં; કેવળ યાદ રાખવું કે, ચોથી વિભક્તિ એક વચનમાં **सर्वायै** ને બદલે **सर्वस्यै** થાય છે: પાંચમી વિભક્તિ એક વચનમાં **सर्वायाः** ને બદલે**सर्वस्याः**=થાય છે; છઠ્ઠી વિભક્તિ એક વચનમાં પાંચમી વિભક્તિ એક વચન પેઠે થાય છે; સાતમી વિભક્તિ એક વચનમાં **सर्वायाम्**ને બદલે **सर्वस्याम्** થાય છે; છઠ્ઠી વિભક્તિ બહુ વચનમાં **सर्वासाम्** થાય છે.

**सर्व**—નપુંસકલિંગ; પહેલી અને બીજી વિભક્તિનાં બધાં વચનનાં રૂપ **वन**ની પેઠે કરવાં; અને ત્યાર પછીની બધી વિભક્તિનાં રૂપ **सर्व** પુલ્લિંગનાં પેઠે કરવાં;

**पर** ( બીજું ), **अन्य** અને **विश्व** ( સઘળું ); આ સર્વ નામ છે ને તેમનાં રૂપ ત્રણે જાતિમાં **सर्व**ની પેઠે થાય છે; **अन्य**નું નપુંસકલિંગ પહેલી વિભક્તિ એકવચન **अन्यं** નહિ પણ **अन्यत्** થાય છે તે યાદ રાખવું.

**यद्**—જે; તેનાં પુલ્લિંગ રૂપ કરતી વખતે **यद्**ને બદલે **य** હોય એમ ધારવું અને પછી **सर्व** પુલ્લિંગ પેઠે તેનાં રૂપ કરવાં.

**यद्**—જે; સ્ત્રી લીંગ હોય ત્યારે **यद्**ને બદલે **या** હોય એમ ધારવું; પછી **सर्व** સ્ત્રી લીંગની પેઠે તેનાં રૂપ કરવાં.

**यद्**—નપુંસકલિંગનાં રૂપ **सर्व** નપુંસક પેઠે કરવાં; પહેલી વિભક્તિ એક વચનમાં **यं** નહિ પણ **यद्** થાય તે યાદ રાખવું.

**तद्**—તે;—પુલ્લિંગ રૂપો:—પહેલી વિભક્તિ એક વચનમાં **सः** થાય છે; બાકીનાં રૂપો કરવા વાસ્તે **तद्**ને બદલે **त** છે એમ ધારવું ને પછી **सर्व** પુલ્લિંગની પેઠે તેનાં રૂપો કરવાં.

સ્ત્રી લીંગ રૂપો.—પહેલી વિભક્તિ એક વચનમાં **सा** થાય છે; પછી **तद्**ને બદલે **त** ધારવું ને બાકીનાં રૂપો **सर्व** સ્ત્રી લીંગ પેઠે કરવાં.

નપુંસક લિંગ—પહેલી વિભક્તિમાં એક વચનમાં **तद्** થાયછે; બાકીનાં રૂપો **तद्** ને બદલે **त** છે એમ ધારી **सर्व** નપુંસક પેઠે કરવાં.

**किम्**—પુલ્લિંગ—**किम्**ને બદલે **क** ધારવો; ને **सर्व** પુલ્લિંગ પેઠે રૂપ કરવાં.

સ્ત્રીલિંગ—**किम्**ને બદલે **क** ધારવો; ને **सर्व** સ્ત્રીલિંગ પેઠે રૂપ કરવાં.

નપુંસકલિંગ—પહેલી વિભકિત એકવચનનું રૂપ **किम्** થાય છે; બાકીનાં રૂપો **सर्व** નપુંસકલિંગ પેઠે.

**एतद्**નાં રૂપો શિક્ષિકામાંથી તૈયાર કરવાં; જ્યાં આગળ બેવડાં રૂપ થતાં હોય તે ધ્યાનમાં રાખવાં.

યાદ રાખો કે સર્વ નામને આઠમી ( સંબોધન ) વિભકિત હોતી નથી.

આ સર્વ નામો માંહેલાં **तद् यद्** અને **किम्** એ રીતે વપરાય છે; તેઓ સર્વનામ તરીકે વપરાય છે ને વિશેષણ તરીકે પણ તેઓ વપરાય છે; જેમકે તે આવે છે. **सः आगच्छति**; તે આવે છે; **सा आगच्छति** તે (સ્ત્રીલિંગ) આવે છે, કોણ જાય છે **कः गच्छति**; જે જાય છે **यः गच्छति**; વળી તેઓ વિશેષણ તરીકે પણ વપરાય છે; જેમકે તે માણુસ આવે છે **सः जनः आगच्छति**; કયો માણુસ આવે છે. **कः जनः आगच्छति**; જે માણુસ આવે છે **यः जनः आगच्छति**; જે નગરમાંથી **यस्मात् नगरात्**; કયા નગરમાંથી **कस्मात् नगरात्**; તે નગરમાંથી **तस्मात् नगरात्**.

**तद्**નાં રૂપ બેવાર વપરાય છે ત્યારે તેનો અર્થ 'વિવિધ' થાય છે; જેમકે, **तेषु तेषु देशेषु**—જુદા જુદા ( વિધવિધ ) દેશોમાં; **ताः ताः वार्ताः**=વિધવિધ વાતો, **तेभ्यः तेभ्यः पुरुषेभ्यः**= જુદા જુદા માણુસો પાસેથી.

**किंचित्**—એ સર્વનામ છે; તેનો અર્થ 'કેટલુંક' એવો થાય છે. તેનાં રૂપાખ્યાનો **किं** નાં રૂપાખ્યાનો કરી તેમને અંતે **चित्** લગાડવાથી થાય છે. જેમકે.—

किंचित्—પુલ્લિંગ.

| | | |
|---|---|---|
| कश्चित् | कौचित् | केचित् |
| कंचित् | कौचित् | कांश्चित् (કારણ કે कान्+चित्=कां:+चित्=कांश्चित्) |
| केनचित् | काभ्यांचित् | कैश्चित् |
| कस्मैचित् | काभ्यांचित् | केभ्यश्चित् |
| कस्माच्चित् | काभ्यांचित् | केभ्यश्चित् |
| कस्यचित् | कयोश्चित् | केषांचित् |
| कस्मिंश्चित् | कयोश्चित् | केषुचित् |

किंचित्—સ્ત્રીલિંગ.

| | | |
|---|---|---|
| काचित् | केचित् | काश्चित् |
| कांचित् | केचित् | काश्चित् |
| कयाचित् | काभ्यांचित् | काभिश्चित् |
| कस्यैचित् | काभ्यांचित् | काभ्यश्चित् |
| कस्याश्चित् | काभ्यांचित् | काभ्यश्चित् |
| कस्याश्चित् | कयोश्चित् | कासांचित् |
| कस्यांचित् | कयोश्चित् | कासुचित् |

किंचित्—નપુંસકલિંગ.

| | | |
|---|---|---|
| किंचित् | केचित् | कानिचित् |
| किंचित् | केचित् | कानिचित् |

બાકીનાં રૂપો પુલ્લિંગ પ્રમાણે

તેજ પ્રમાણે किंનાં રૂપોમાં चन અથવા अपि ઉમેરાય છે. ને તેના અર્થ किंचित् જેવાજ થાય છે; જેમકે કેટલાક પુરૂષો केचित् पुरुषाः અથવા केचन पुरुषाः તેજ પ્રમાણે કેટલીક સ્ત્રીઓનું

**कासांचित् नारीणाम्** અથવા **कासांचन नारीणाम्** અથવા **कासामपि नारीणाम्**; કેટલીક યુક્તિઓથી, **कैश्चिद् युक्तिभिः**; **कैश्चन युक्तिभिः**; **कैरपि युक्तिभिः**; **किमपि वक्तव्यं**= કંઈક કહેવાનું, **काऽपि वार्ता**= કંઈક વાર્તા

જ્યારે **यद्**ની માથે **किं**નાં રૂપો આવે છે ત્યારે બંન્નેનો અર્થ "ગમે તે' થાય છે; જેમકે **येन केन प्रकारेण** —ગમે તે રીતે; **यस्मिन् कस्मिन् ग्रामे**—ગમે તે ગામમાં **यो वा को वा भव्यास्यहं**=હું ગમે તે ( જાતનો ) હોઉં. વળી જ્યારે **यद्**ની સાથે **किं**નાં રૂપ આવે અને **किं**નાં રૂપોમાં **चित्** અથવા **चन** અથવા **अपि** ઉમેર્યું હોય ત્યારે પણ એજ અર્થ ('ગમે તે' અર્થ ) થાય છે,

બીજાં પણ કેટલાંક ઉપયોગી સર્વનામો છે: પણ તેમનાં રૂપ આગલા પાઠમાં આવી ગયેલા શબ્દોથી જુદાં હોવાથી આગળ આપવામાં આવશે. તે શબ્દો નીચે પ્રમાણે છે.

**इयत्**—આટલું.
**एतावत्**—એટલું.
**कियत्**—કેટલું.
**यावत्**—જેટલું.
**तावत्**—તેટલું.

---

આ પાઠમાંના સંધિ નિયમો:—

१. વિસર્ગની પછી **श**, **ष्** અથવા **स्** આવે , તો ( १ ) વિસર્ગને તેમનો તેમ રહેવા દેવો અથવા ( २ ) તેને બદલે

અનુક્રમે श, ष् અને स् મુકવાં; જેમકે सर्वः+ स्वार्थम्=सर्वस्स्वार्थम् અથવા सर्वः स्वाथम्; सर्वः+ शान्तिम्=सर्वश्शान्तिम् અથવા सर्वः शान्तिम्.

२. सः અને एषः પછી લાગલો કોઈ વ્યંજન આવે તો બન્નેના વિસર્ગનો લોપ કરવો; જેમકે एषः बालः=एष बालः; सः जनः=सजनः; एषः पुत्रः=एष पुत्रः.

---

# વાકયો.

सर्वा देवता नमामि=सर्वाः देवताः नमामि=( હું ) સર્વ દેવીઓને નમસ્કાર કરૂં છું. I bow to all goddesses; અહિં સંધિને લઈને વિસર્ગનો લોપ કયા નિયમથી થયો તે સમજાવો.

अन्य देतत् काननम्=अन्यत् एतत् काननम्—આ કાનન તો બીજું; This is another forest.

क एते बाला= के एते बालाः—આ બાળકો કોણ છે; Who are these boys. क एतेनी સંધિ क येते અથવા कएते થાય; કયા નિયમથી તે સમજાવો.

सैषा परा कोटिः स्नेहस्य=सा एषा परा कोटिः स्नेहस्य—આ તો પ્રેમની અવધિ ( થઈ ), This is the extreme limit of affection.

का वेला वर्तते—શો વખત થયો છે—What is the time?

**अम्ब कैषा—अम्ब का एषा**–મા આ કોણ, Mamma who is this? **का एषा=कैषा** કયા નિયમથી; **अम्बा**નાં રૂપાખ્યાન **रमा** પેઠે કરવાં; સંબોધન વિભક્તિમાં **अम्बे** ન થતાં **अम्ब** થાય છે તે ધ્યાનમાં રાખો.

---

# પાઠ ૧૧ મો; સમાસ વિચાર.

સંસ્કૃતમાં એક સાદું નામ બીજા સાદા નામ જોડે જોડી શકાય છે; અને આ સંયુક્ત રૂપ ત્રીજા નામ સાથે જોડી શકાય; અથવા તો કેટલાંક નામો એકી વખતે સાથે જોડી શકાય છે. આને સમાસ કહેવામાં આવે છે. સમાસ મુખ્યત્વે કરીને ચાર જાતના છે; **द्वन्द्व, तत्पुरुष, बहुव्रीहि** અને **अव्ययीभाव**; આ દરેકનાં ખાસ લક્ષણો શાં છે તે નીચે બતાવવામાં આવશે. આ પાઠમાં આપણે પહેલા બે દ્વન્દ્વ અને તત્પુરૂષનો વિચાર કરશું.

દ્વન્દ્વ સમાસઃ—સમાસમાં જોડાયેલાં નામોને છુટાં પાડવામાં આવે તો તેમને છુટા પાડવાને વાસ્તે જો **च** ની જરૂર પડે તો તે સમાસ દ્વન્દ્વ સમાસ કહેવાય છે; જેમકે **रामश्च कृष्णश्च=रामकृष्णौ; रामश्च लक्ष्मणश्च रामलक्ष्मणौ; रामश्च लक्ष्मणश्च भरतश्च रामलक्ष्मणभरताः**

જ્યારે બે નામોનો સમાસ કરવામાં આવે છે, ને દરેક નામ એક વચનમાં હોય છે ત્યારે સમાસ દ્વિ વચનમાં વપરાય છે અને જો બે કરતાં વધારે નામો સમાસમાં આવેલાં હોય તો સમાસનું વચન બહુ વચન થાય છે; જેમકે **भीमश्च अर्जुनश्च=भीमार्जुनौ** (અહિં

સમાસ દ્વિ વચનમાં વપરાયો કારણ કે ભીમ અને અર્જુન એક વચનમાં છે; તેજ પ્રમાણે पार्वतीच परमेश्वरश्च=पार्वतीपरमेश्वरौ; પણ, रामश्च लक्ष्मणश्च भरतश्च शत्रुघ्नश्च=रामलक्ष्मणभरतशत्रुघ्नाः

જે નામો સમાસમાં જોડાયેલાં હોય છે તેમાંના છેલ્લા નામની જે જાતિ હોય છે તે આખા સમાસની જાતિ સમજવી; જેમકે कुक्कुटश्च मयूरीच=कुक्कुटमयूर्यौ પણ मयूरीच कुक्कुटश्च=मयूरीकुक्कुटौ તેજ પ્રમાણે गंगाच यमुनाच= गंगायमुने.

**तत्पुरुष समास.**

જે સમાસમાં પહેલા અવયવ ( અંગ ) નો અર્થ પ્રથમા શિવાય બીજી કોઇ વિભક્તિનો હોય અને જે બીજા અવયવ સાથે તેને લઇને જોડાયેલો હોય તે સમાસને तत्पुरुष સમાસ કહે છે. જેમકે राजपुरुष; આ સમાસમાં બે અંગો છે. राज અને पुरुष; અહિં પહેલા અંગ राजનો અર્થ ( राज्ञः એટલે ) છઠ્ઠી વિભક્તિનો અર્થ થાય છે; કારણ કે તેનો વિગ્રહ કરતાં રાજાનો પુરૂષ એમ અર્થ થાય છે. માટે પહેલા અવયવનો અર્થ છઠ્ઠી વિભક્તિનો છે; માટે राज्ञः पुरुषः=राजपुरुषः=એ तत्पुरुष સમાસ કહેવાય. આ તત્પુરૂષ પાંચ કે છ જાતનો છે; જે તત્પુરૂષમાં પહેલા અવયવનો અર્થ બીજી વિભક્તિનો થતો હોય તેને દ્વિતીયા તત્પુરૂષ કહે છે; તે પ્રમાણે તૃતીયા, ચતુર્થી, પંચમી ષષ્ઠી, ને સપ્તમી તત્પુરૂષમાં સમજવું;

દ્વિતિયા તત્પુરૂષઃ—कृष्णं श्रितः–कृष्णश्रितः=કૃષ્ણ ઉપર આશ્રય રાખતો दुःखम् आपन्नः=दुःखापन्नः દુઃખને પામેલો; दुःखम् अतीतः=दुःखातीतः દુઃખની પાર પહોંચેલો; स्वर्गंगतः=स्वर्गगतः—સ્વર્ગે ગયેલો.

તૃતીયા તત્પુરૂષ:—**मात्रा सदृश:=मातृसदृश:**=માતા જેવો; **हरिणा त्रात:=हरित्रात:**=હરિથી રક્ષિત; **नखैर्भिन्न:=नखभिन्न:**=નખથી ભેદેલું.

ચતુર્થી તત્પુરૂષ:—**यूपाय दारु:=यूपदारु:**=યૂપને વાસ્તે લાકડું: **वेत्रासनाय काष्ठं:=वेत्रासनकाष्ठं** ખુરશીને વાસ્તે લાકડું.

પંચમી તત્પુરૂષ:—**चोराद् भयम्=चोरभयम्**; ચોરથી ભય; **चक्रात् मुक्त:=चक्रमुक्त:**=ચક્રમાંથી મુકત; **स्वर्गात् पतित:=स्वर्गपतित:**= સ્વર્ગમાંથી પડેલો **राज्याद् भ्रष्ट: राज्यभ्रष्ट:**=રાજ્યથી ભ્રષ્ટ; **विघ्नेभ्यो भयम्:=विघ्नभयम्** ।

**तत्पुरुष:** ષષ્ઠી તત્પુરૂષ:—**राज्ञ: पुरुष:=राजपुरुष:**=રાજાનો માણસ; **तस्यपुरुष:=तत्पुरुष:**( તેનો માણસ ).**तपस: वन=तपोवनम्**=તપ કરવાનું વન.

સપ્તમી તત્પુરૂષ:—**सभायां पण्डित:=सभापण्डित:**= સભામાં પંડિત;

**कर्मधारयसमास:**—વિશેષણ અને નામના સમાસને **कर्मधारय** કહેવામાં આવે છે; જેમકે **उत्तम: जन:=उत्तमजन:**; **नीलम् उत्पलं=नीलउत्पलं=नीलोत्पलं**=નીલવર્ણું કમળ. **स: पुरुष:=तत्पुरुष:**=તે (પેલો) માણસ; **बाल:पादप:=बालपादप:** નાનું ( કુમળું ઝાડ )

**द्विगुसमास:**—જો સમાસનો પહેલો શબ્દ સંખ્યાવાચક વિશેષણ હોય અને બીજો શબ્દ નામ હોય તો તે સમાસ દ્વિગુ કહેવાય છે; તે સામાન્ય રીતે નાન્યતર જાતિ અને એકવચનનો હોય છે; ને તે સમાહાર (સામટો જથ્થો) બતાવે છે; જેમકે.—

**त्रयाणि भुवनानि** ( અથવા **त्रयाणां भुवनानां समाहारः** )= **त्रिभुवनम्**: ત્રણ ભુવનનો સમૂહ; તેજ પ્રમાણે **पंचपात्राणि** (અથવા **पंचानाम् पात्राणाम् समाहारः** )= **पंचपात्रम्** ; સામાન્ય રીતે દ્વિગુ સમાસ નાન્યતર જાતિ અને એકવચન હોય છે; પણ કોઇક વખતે દ્વિગુણ સમાસના અન્ત્ય અનો **ई** કરવામાં આવે છે; જેમકે **त्रयःलोकाः** ( **त्रयाणाम् लोकानाम् समाहारः** )=**त्रिलोकी** ; ત્રણ લોકનો સમૂહ; **पंचवटाः** ( **पंचानाम् वटानां समाहारः** )=**पंचवटी**= પંચવટી અથવા પાંચવડનો સમૂહ.

સમાસમાં જોડાયેલા શબ્દોને છુટા પાડી તેમનો અર્થ બતાવવો તે ક્રિયાને વિગ્રહ કહે છે; જેમકે **बालःपादपः** એ **बालपादपः** નામના **कर्मधारय** સમાસનો વિગ્રહ થાય છે. તેજ પ્રમાણે **पंचपात्रम्**નો વિગ્રહ **पंचानाम् पात्राणाम् समाहारः** એ રીતે વિગ્રહ કરવો.

**ई**કારાન્ત સ્ત્રીલિંગ નામોના રૂપાખ્યાન **नदी** પ્રમાણ કરવાંને **ऊ**કારાન્ત સ્ત્રીલિંગ નામોનાં રૂપાખ્યાન **वधू** પ્રમાણે કરવાં.

---

**स्रवन्ति नद्यः**=**नद्यः स्रवन्तिः** નદીયો વહે છે. Rivers flow **कुमार्यो बालपादपान् सिंचन्ति**= **कुमार्यः बालपादपान् सिंचन्ति** છોડીઓ નાના ઝાડને પાણી પાય છે, Girls water young trees; **बालपादपान्** એ **कर्मधारय समास** છે. **बालः पादपः**=**बालपादपः**; **तान् बालपादपान्**.

**अहो चित्रनैपुण्यमेतेषाम्**=**अहो चित्रनैपुण्यम् एतेषाम्**— અહો આમની ચિત્ર ( દોરવામાં) નિપુણતા; How clever these

are in drawing a picture; चित्रनैपुण्य એ સપ્તમી તત્પુરૂષ સમાસ છે; चित्रे नैपुण्यम्== चित्रनैपुण्यम्.

आज्ञाभंगं न सहन्ते नराधिपाः=नराधिपाः आज्ञाभंगं न सहन्ते—રાજાઓ હુકમનો અનાદર સહન કરતા નથી. Kings do not tolerate the breach of order; आज्ञाभंग ષષ્ઠી તત્પુરૂષ છે; आज्ञाया. भंगः=आज्ञाभंगः ; नराणाम् अधिपाः=नराधिपाः (ષષ્ઠીતત્પુરૂષ )

प्रदोषो रजनी मुखम्:=प्रदोषः रजनीमुखम् સાંજ, રાતની શરૂઆત છે. Evening is the beginning of night; रजन्याः मुखम्=रजनीमुखम् ( ષષ્ટી તત્પુરૂષ ).

गंगायमुने प्रयागे संगच्छेते; ગંગા જમનાનો પ્રયાગ આગળ સંગમ થાય છે. The Ganges and the Jumna conflow at Prayag गंगा च यमुनाच गंगायमुने ( द्वन्द्वसमास )

गार्भिण्या इच्छादोह दम्: गर्भिण्याः इच्छा दोहदम्=દોહદ એટલે ગર્ભવતી સ્ત્રીની ઇચ્છા;Dohada is the desire of a pregnant lady; decline. गर्भिणी.

भवस्य पत्नी भवानी, रुद्रस्य रुद्राणी=ભવ ( શિવ)ની પત્ની ભવાની ( થાય ) ને રૂદ્ર ( શિવ)ની રૂદ્રાણી થાય; Bhavani is the wife of Bhava and Rudrani is the wife of Rudra, रुद्राणीનાં રૂપાખ્યાન આપો;

सैषा परा सीमा स्नेहस्य= सा एषा परा सीमा स्नेहस्य આતો સ્નેહની અવધિ This is the highest limit of love.

Is this a forest— इदं वनम् अस्ति किम्: इदं वनं अस्तिकिम् A bow to Siva and Parvati: शिव पार्वतीभ्याम् नमः We water trees= वयम् पादपान् सिंचामः वयंपादपान् सिंचामः.

---

# પાઠ ૧૨ સમાસ વિચાર (ચાલુ).

આપણે શીખી ગયા કે વિશેષણ અને વિશેષ્યના સમાસને **कर्मधारय** સમાસ કહેવાય છે; જેમકે **पीतं अम्बरं=पीताबरं** ( પીળું કપડું, પીતાંબર ); પણ વિશેષણ અને વિશેષ્ય ને જોડવાથી જે સમાસ થાય તે જો બીજા શબ્દનો ગુણ બતાવતો હોય તો તેને **बहुव्रीहि** સમાસ કહે છે; જેમકે **पीतं अंबरं यस्य=पीतांबर;** (જેનું કપડું પીળું છે ) **पीतांबर: देव:=विष्णु:** અહિં પીતાંબર એ પીત અને અંબર શબ્દનો સમાસ છે. ને સમાસથી થએલો શબ્દ **पीतांबर:** **देव** શબ્દનો ગુણ બતાવવાને વપરાય છે. માટે **पीतांबर** એ બહુ વ્રીહિ સમાસ થયો; તેજ પ્રમાણે **श्वेतं अंबरं यस्य सः श्वेतांबरः; श्वेतांबरः साधुः**=શ્વેતાંબર ( જૈન ધર્મના વિભાગનો ) સાધુ; અહિં **श्वेत** અને **अंबर** એ શબ્દો જોડાઇને **श्वेतांबर** સમાસ થયો ને આ સમાસ **साधु** શબ્દનો ગુણ બતાવે છે, માટે **श्वेतांबर** એ બહુ વ્રીહિ સમાસ થયો ને તેનો અર્થ જેનું વસ્ત્ર ( પહેરવાનું વસ્ત્ર ) ધોળું છે તેવો થાય છે; પણ જો **श्वेतांबर**ને કર્મધારય સમાસ તરીકે લઇએ તો તેનો અર્થ માત્ર 'ધોળું કપડું' એમ થાય; તેજ પ્રમાણે **जितानि इन्द्रियाणि येन सः** જેણે ઇંન્દ્રિયોને જીતી છે તે, **जिते-**

**न्द्रिय:** જેમકે **जितेन्द्रियः अर्जुनः** [ ઇન્દ્રિયોને જીતનાર અર્જુન ] આ ઉપરથી સમજાયું હશે કે **बहुव्रीहि समास** હમેશાં [ બીજા કોઇ વિશેષ્યના ] વિશેષણ તરીકે અથવા ગુણવાચક તરીકે વપરાય છે; ને તે સમાસનો વિગ્રહ કરતાં સંબંધક સર્વનામ **यद्**નાં રૂપનો ઉપયોગ કરવો પડે છે; **नष्टा कीर्तिः यस्य सः**—નષ્ટ ( નાશ પામી) છે કીર્તિ જેની તે—**नष्ट कीर्तिः; नष्टकीर्तिः राजा**=જેની કીર્તિ નાશ પામી છે એવો રાજા.

જે સમાસનું પહેલું અંગ **सह** હોય તેને પણ બહુવ્રીહિ સમાસ કહે છે; જેમકે **सीतया सह वर्तते इति सहसीतः; रामेण सह वर्तते इति सहरामः;** જેમકે **सहसीतः रामः**—જેની સાથે સીતા છે એવા રામ; **सहरामः लक्ष्मणः**—જેની સાથે રામ છે એવા લક્ષ્મણ; બહુવ્રીહિ સમાસમાં **सह**ને બદલે વિકલ્પે **स** મુકવું; એટલે **सहसीतः** અથવા **ससीतः** એમ થાય; **सहरामः** અથવા **सरामः** એમ થાય; **पुत्रेण सह वर्तते इति सपुत्रः जनः**—જેની પાસે પુત્ર છે એવો માણસ અથવા **सहपुत्रः जनः**

જો બહુવ્રીહિ સમાસનું છેલ્લું અવયવ **आ**કારાન્ત સ્ત્રીલિંગ નામ હોય ને આખો સમાસ પુલ્લિંગ કે નપુંસકલિંગ નામનો ગુણ બતાવતો હોય તો અન્ત્ય **आ**નો **अ** કરવો; જેમકે **सीतया सह यः वर्तते=स ससीतः**—અહિં **ससीतः** એ સમાસમાં છેલ્લો શબ્દ **सीता** છે ને આખો સમાસ પુલ્લિંગનામ (રામનો) ગુણ બતાવે છે; માટે **सीता**નો **सीत** કરવું; એટલે **ससीतः** થયું. **बहुव्रीहि समास**નું વિવેચન હમણાં બસ ગણશું.

જો કોઈ પણ સમાસનું પહેલું અંગ અવ્યય હોય ને જો આખો સમાસ અવ્યયના અર્થનો હોય તો સમાસને **અવ્યયીભાવ** **સમાસ** કહે છે. અવ્યયી ભાવ એટલે જે અવ્યય ન હોય તેને અવ્યય જેવો બનાવવો; જેમકે **दिने दिने=प्रतिदिनम्** હમેશાં; **गृहे गृहे=प्रतिगृहम्**=દરેક ઘેર **विष्णोः प्रश्चात्=अनुविष्णु**--વિષ્ણુની પછી--; **गंगायाः समीपम्=उपगंगम्**--ગંગાની પાસે--**शक्तिम् अनतिक्रम्य**-શક્તિની બહાર ગયા વિના--**यथा शक्ति**=શક્તિ-પહોંચ પ્રમાણે; **अव्ययीभाव** સમાસનું રૂપ સમાસના છેલ્લા અવયવના નપુંસકલિંગ બીજી વિભક્તિ એક વચનના જેવું હોય છે; જેમકે **प्रतिगृहम्** તેમાં **गृह** છેલ્લું અંગ છે; તેનું બીજી વિભક્તિ નાન્યતર જાતિ એક વચનમાં **गृहम्** રૂપ થાય છે; માટે આખા સમાસનું રૂપ પણ તેવુંજ થવાનું; એટલે **प्रतिगृहम्** થયું.

**अस्**-થવું અથવા હોવું, એ બીજા ગણનો ધાતુ છે. માટે તેનાં રૂપ કરતાં, વર્તમાનના પ્રત્યયો એકદમ લગાડવા. બીજા ગણમાં ગણ નિશાની હોતી નથી; બહુવચન અને દ્વિવચનમાં **अस्** ધાતુનો **अ** ઉડાડી દેવો; એટલે રૂપો તૈયાર થશે.

---

## સકારાન્ત પુંલ્લિંગ અને નપુંસકલિંગ નામ વિચાર.

વ્યંજનાન્ત નામોમાં કેટલાંક નામો સકાર ( **स्** )-અન્ત હોય છે. તેમનાં રૂપો તૈયાર કરવા માટે શિક્ષિકા પાનું ૧૯, મામાં આપેલા પ્રત્યયો લગાડવા: તે સર્વ સામાન્ય છે ને તે ત્રણે જાતિ-

સ્ત્રી લિંગ, પુલ્લિંગને નપુંસકલિંગ—માં લાગે છે; પહેલાં આપણે પુલ્લિંગ શબ્દ લઈએ; चन्द्रमस्—ચન્દ્ર.

| | | |
|---|---|---|
| चन्द्रमस्+स् | चन्द्रमस्+औ | चन्द्रमस्+अस् |
| चन्द्रमस्+अम् | ,, | ,, |
| चन्द्रमस्+आ | चन्द्रमस्+भ्याम् | चन्द्रमस्+भिस् |
| चन्द्रमस्+ए | ,, | चन्द्रमस्+भ्यस् |
| चन्द्रमस्+अस् | ,, | ,, |
| ,, | चन्द्रमस्+ओस् | चन्द्रमस्+आम् |
| चन्द्रमस्+इ | ,, | चन्द्रमस्+सु |
| चन्द्रमस्+स् | चन्द्रमस्+औ | चन्द्रमस्+अस् |

હવે નીચલા સંધિ નિયમો ધ્યાનમાં રાખો:—

૧. પદના અંત્ય स् નો વિસર્ગ કરવો.

૨. પદને અંતે લાગ લાગટ બે स् આવ્યા હોય તો છેલ્લા स् નો લોપ થાય છે.

૩. પદના અંતભાગમાં स् ની પહેલાં अ આવ્યો હોય ને स् ની પાછળ કોઈ ઘોષ વ્યંજન આવ્યો હોય તો स्ने બદલે उ મુકવું; चन्द्रमस्+भ्याम्=चन्द्रम+उ+भ्याम्=चन्द्रमोभ्याम् ( કારણ કે अ+उ=ओ ).

૪. સપ્તમી બહુ વચનમાં બે રૂપ થાય છે; चन्द्रमस्सु અથવા चन्द्रमःसु; એટલે કે स् નો વિકલ્પે વિસર્ગ થાય છે.

૫. આ ખાસ નિયમ છે—પ્રથમા એકવચનમાં ઉપાન્ત્ય अ નો आ કરવો; चन्द्रमस्+स्=चन्द्रमस् ( નિયમ ૨ થી स् નો લોપ થયો ); પછી આ નિયમથી चन्द्रमास् થયું; પછી

પહેલા નિયમથી चन्द्रमाः થયું.

આ સંધિ નિયમો ધ્યાનમાં રાખવાથી શિક્ષિકામાં આપેલાં રૂપો તૈયાર થશે. હવે स् કારાન્ત નપુંસક લિંગ નામોનાં રૂપોનો વિચાર કરીએ. ત્રીજી વિભક્તિ એકવનચનથી નપુંસક લિંગ રૂપો પુંલ્લિંગ રૂપો જેવાં થાય છે; માટે માત્ર પહેલી અને બીજી વિભક્તિનાં રૂપોનો વિચાર કરવાનો રહ્યો. તે રૂપો નીચે આપેલાં છે તે યાદ રાખવાં:—

નપુંસક લિંગમાં પહેલી અને બીજી વિભક્તિ દ્વિવચનમાં ई પ્રત્યય લગાડવો; અને પહેલી અને બીજી વિભક્તિ બહુ વચનમાં इ પ્રત્યય લગાડવો. पयस्+ई=पयसी; पयस्+इ ( બહુ વચનમાં. )

| | | |
|---|---|---|
| पयः | पयसी | पयांसि |
| पयः | पयसी | पयांसि |
| पयसा | વગેરે | चन्द्रमस् જેવાં |
| पयः | पयसी | पयांसि |

નિયમ:—અનુનાસિક અથવા અર્ધસ્વર શિવાય બીજો કોઈ વ્યંજન જેને અંતે આવતો હોય તેવા શબ્દોને નાન્યતર જાતિ બહુવચનનો इ પ્રત્યય લગાડતાં પહેલાં અંત્ય વ્યંજન પહેલાં न् મુકવો; એટલે पयन्+स्+इ થયું; न् ની પછી श, ष्, स् કે ह् આવે તો न् ને બદલે અનુસ્વાર મુકવો; એટલે पयं+स्+इ થયું: આ અનુસ્વાર પહેલાંના अ ને બદલે आ મુકવો; એટલે पयां+स्+इ થયું; એટલે पयांसि થયું.

નાન્યતર જાતિમાં સંબોધન વિભક્તિનાં રૂપો પ્રથમા જેવાં થાય છે.

પુલ્લિંગમાં સંબોધન રૂપો પ્રથમા જેવાં થાય છે; પણ चन्द्रमाः ને બદલે चन्द्रमः મુકવાનું યાદ રાખવું.

---

# ભૂત કૃદંત વિચાર.

મૂળ ધાતુને त પ્રત્યય લગાડવાથી ભૂત કૃદંત થાય છે. જેમકે भू નું भूत ( થએલું ) जि નું जित થાય છે. નીચે કેટલાંક તૈયાર ભૂત કૃદંત આપ્યાં છે તે વિદ્યાર્થીએ યાદ રાખવાં.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| अस् | ફેંકવું | अस्त | क्रम् | જવું | क्रान्त | गुह् | સંતાડવું | गूढ |
| आप् | મેળવવું | आप्त | क्लम् | થાકી જવું | क्लान्त | जन् | પેદા થવું | जात |
| कम् | ઈચ્છા કરવી | कान्त | क्षम् | માફ કરવું | क्षान्त | तुष् | સંતોષ પામવો | तुष्ट |
| कृष् | ખેડવું | कृष्ट | क्षुभ् | ક્ષોભ પામવો | क्षुब्ध | त्यज् | તજવું | त्यक्त |
| क्रुध् | ગુસ્સે થવું | क्रुद्ध | खन् | ખોદવું | खात | दह् | બળવું | दग्ध |
| | | | गम् | જવું | गत | दिश् | બતાવવું | दिष्ट |

| | | | | | |
|---|---|---|---|---|---|
| दुष् | બગડવું | दुष्ट | रम् | ગમત કરવી | रत |
| दश् | કરડવું | दष्ट | रुह् | ઊગવું | रूढ |
| धृष् | મગરૂળ હોવું | धृष्ट | लभ् | મેળવવું | लब्ध |
| नम् | નમવું | नत | लुभ् | લોભ કરવો | लुब्ध |
| नश् | મરવું | नष्ट | वच् | બોલવું | उक्त |
| पच् | રાંધવું | पक्व | वद् | બોલવું | उदित |
| पद् | જવું | पन्न | वप् | વાવવું | उप्त |
| पुष् | પોષણ કરવું | पुष्ट | वह् | ધારણ કરવું | ऊढ |
| प्रच्छ् | પૂછવું | पृष्ट | विश् | દાખલ કરવું | विष्ट |
| बन्ध् | બાંધવું | बद्ध | शम् | શાંત થવું | शान्त |
| भज् | ભજવું | भक्त | श्लिष् | આલિંગન કરવું | श्लिष्ट |
| भुज् | ખાવું | भुक्त | सह् | સહન કરવું | सोढ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| मन् | વિચારવું | मत | सृज् | પેદા કરવું | सृष्ट |
| मस्ज् | ડુબવું | मग्न | स्पृश् | સ્પર્શ કરવો | स्पृष्ट |
| मुच् | છોડવું | मुक्त | हन् | હણવું | हत |
| मुह् | મૂર્ખ થવું અથવામોહથવો | मूढ, मुग्ध | | | |
| मृ | મરવું | मृत | | | |
| यज् | પુજાકરવી | इष्ट | | | |
| युज् | જોડવું | युक्त | | | |

**देवि रमणीयमेतत् सरः**—દેવિ, આ સર રમણીય છે—O! Queen this lake is charming.

**अहो प्रियदर्शनः कुमारः**—અહો, કુમાર સુંદર છે—Oh! the prince is pleasing to look at, the prince is of a lovely form; **प्रियं दर्शनं यस्य सः प्रियदर्शनः**—જેનો દેખાવ પ્રિય થઇ પડે એવો છે તે—**बहुव्रीहि समास.**

**अपि संनिहितः अत्र कुलपतिः**—શું કુલપતિ અહિંઆં છે ?—Is the lord of the family here. **कुलस्य पतिः कुलपतिः**—ષષ્ઠી તત્પુરૂષ.

**अचिन्त्यान् अपि अर्थान् विधिः घटयति**—અચિન્ત્ય પદાર્થોને પણ વિધિ સિદ્ધ કરે છે—Fate accomplrshes win incomprehensible things.

**शत्रून् पराजयते**—( તે ) શત્રુઓને હરાવે છે—(**He**) defeats enemies.

अध्ययनात् पराजयते—અભ્યાસથી ( તે ) કંટાળે છે—**He** is averse to (or disgusted of) study.

उच्चानि देवदत्तस्य गृहाणि—દેવદત્તનાં ઘર ઉંચાં છે. The houses of Devadatta are high.

गतं न शोचनीयम्--ગઈ ( ગુજરી વસ્તુ વાસ્તે ) શોક કરવો જોઇએ નહિ. Men should not be sorry for what is (dead and) gone.

भवन्ति नम्राः तरवः फलागमैः—ઝાડ ફલના આવવાથી નમે (લચે) છે—Trees bend down on account of the coming of fruits. फलानाम् आगमः=फलागमः ( ષષ્ઠી તત્પુરૂષ )

नखलु सः उपरतः यस्य वल्लभः जनः स्मरति—તે મરી ગયો ન કહેવાય જેને [કોઇ] વહાલું સંભારે છે—He is not dead whose memory some dear one cherishes. स्मृ—સ્મરણ કરવું, યાદ લાવવું–નું કર્મ છઠ્ઠી વિભકિતમાં કેટલીકવાર વપરાય છે.

तानि वचांसि तस्य हृदये शल्यानि संभूतानि—તે શબ્દો તેના હૃદયમાં શલ્ય (કાંટા સમાન) થઇ પડયા—Those words proved thorns into his heart. વચસ્‌ના રૂપાખ્યાન पयस् પ્રમાણે કરવાં.

एतस्यां परिषदि बहवः पण्डिताः सन्ति—આ સભામાં બહુ પંડિતો છે. There are many learned men in this assembly.

वयस्य ? कथं शून्यहृदयः भवसि—મિત્ર, તું શૂન્ય હૃદય કેમ છે—my friend, why are you absent minded; शून्यं हृदयं यस्य सः—જેનું હૃદય સૂન્ય છે—शून्यहृदयः ( બહુ વ્રીહિ)

गुणेन शून्याः पशुभिः समाना—ગુણ વગરના પશુ તુલ્ય ( છે )—men devoid of good qualities are equal to beasts. समान જે શબ્દની સાથે વપરાય છે તે શબ્દ ત્રીજી વિભક્તિમાં હોવો જોઇએ.

पुरायत्रः स्रोतः तत्र अधुना सरिताम् पुलिनम् ( अस्ति )—જ્યાં પહેલું પાણીનું ઝરણું હતું ત્યાં અત્યારે નદીઓનો કાંઠો છે. Where there (was) formerly a curreut of water, there is at present the bank of rivers.

---

અમે સદા ગંગામાં ન્હાઇએ છીએ वयं प्रतिदिन गंगायाम् अवगाहामहे=वयं प्रतिदिनं गंगायामवगाहामहे; [अवगाह्—પહેલો ગણ આત્મનેપદ—ન્હાવું.

કયાંથી આ છોકરાઓ આવ્યા છે—कस्मात् स्थानात् एते बालाः आगताः= कस्मात् स्थानादेते बाला आगताः

બહુ પંડિતો આ શહેરમાં રહે છે—बहवः पण्डिताः अस्मिन् नगरे वसन्ति=बहवः पण्डिता अस्मिन्नगरे वसन्ति.

---

# પાઠ ૧૩ મો.

સંધિ નિયમો:—

૧. પદના અંતર્ભાગમાં અનુનાસિક અથવા અર્ધસ્વર શિવાય કોઇ વ્યંજન હોય ને તેની પછી ત્રીજો કે ચોથો અક્ષર આવતો હોય તો આગલા વ્યંજનને બદલે તે વ્યંજન જે વર્ગનો હોય તેનો ત્રીજો અક્ષર મુકવો; જેમકે **भगवत्+भ्याम्=भगवद्भ्याम्; महत्+भ्याम्=महद्भ्याम्:**

૨ જો **च** વર્ગના કોઇ અક્ષર પછી અનુનાસિક કે અર્ધસ્વર શિવાયનો કોઇ વ્યંજન આવતો હોય અથવા તો **च** વર્ગનો કોઇ અક્ષર અન્ત્યાક્ષર તરીકે હોય તો **च** વર્ગના તે અક્ષરને બદલે **क** વર્ગનો અનુરૂપ અક્ષર મુકવો, જેમકે **वाच्+भ्याम्**; **च** વર્ગનો પહેલો અક્ષર **च्** છે: માટે **च्**ને બદલે **क** વર્ગનો પહેલો અક્ષર મુકવો; માટે **वाक्+भ्याम्** થયું, હવે પહેલા નિયમ પ્રમાણે **क्**ની પછી ત્રીજો અક્ષર **भ्** આવે છે; માટે **क्**ને બદલે ત્રીજો અક્ષર**ग्** મુકવો; એટલે **वाग्भ्याम्** થયું.

૩. પદને અંતે અનુનાસિક શિવાયનો કોઇ સ્પર્શ વ્યંજન આવે તો તેને બદલે તેજ વર્ગનો પહેલો અથવા ત્રીજો અક્ષર મુકવો; જેમકે પહેલી વિભકિત એક વચનમાં **वाच्** છે; **च्**નો નિયમ ૨ પ્રમાણે **क्** થયો; માટે **वाक्** થયું; હવે નિયમ ૩ થી **क्**ને બદલે કાંતો **क्** રાખવો અથવા તો **क्** વર્ગનો ત્રીજો અક્ષર **ग्** મુકવો, એટલે **वाक** અથવા **वाग्** થયું.

૪, (૧) જ્યારે પ્રત્યયના स् પહેલાં अ અથવા आ શિવાય બીજો કોઈ સ્વર આવ્યો હોય ત્યારે स्નો ष् કરવો, જેમકે वधू+सु=वधूषु; नदी+सु=नदीषु; रामे+सु=रामेषु; પણ रमा+सु=रमासु; કારણ કે स्ની પહેલાં आ આવ્યો છે; માટે स्નો ष् થયો નહિ.

(૨) જ્યારે પ્રત્યયના स् પહેલાં क વર્ગનો કોઇ અક્ષર આવે તો सने બદલે ष મુકવો, જેમકે वाक्+सु=वाक्+षु=वाक्षु.

(૩) જ્યારે પ્રત્યયના स् પહેલાં र् કે ल् આવે ત્યારે स् ને બદલે ष् મુકવો; જેમકે वार्+सु=वार्+षु=वार्षु;

૫. પદને અંતે ङ्, ण्, न् હોય ને તેમની પહેલાં હ્રસ્વ સ્વર આવ્યો હોય ને તેમની પાછળ કોઇ સ્વર આવ્યો હોય તો તેમને બેવડા કરવા; જેમકે अस्मिन्+एव्; અહિં न् ની પહેલાં इ આવ્યો છે તે હ્રસ્વ સ્વર છે ને न् ની પછી ए આવ્યો છે તે સ્વર છે; માટે न् ને બેવડો કરવો; अस्मिन्+न्+एव=अस्मिन्नेव; તેજ પ્રમાણે सुगण्+ईशः=सुगण्+ण्+ईशः=सुगण्णीशः

---

## વાકયો.

अपि तपः वर्धते—તપ વધે છે?—Does the penance flourish?.

भानुः वियतः मणिः—સૂર્ય આકાશનો મણિ ( છે ). The sun is the gem of the sky.

**धिक् चौरान्**—ધિક્ ચોરોને—Fie upon thieves.

**धिक् इयं दरिद्रता**—ધિક્ છે આ દરિદ્રતાને—Fie upon this poverty.

**अलं श्रमेण**—શ્રમ બંધ કર—Enough of exertion.

**रमणीया इयं लता**—આ લતા રમણીય છે—This creeper is lovely.

**अहो मधुरम् आसां कन्यानाम् दर्शनम्**—અહો, આ કન્યાઓનું દર્શન મધુર છે—Oh ! the appearence of these girls is sweet.

**अहोप्रवात सुभगः अयम् उद्देशः**—અહો, સારા પવનને લઇને આ જગા રમણીય છે—Oh ! this place is charming on account of good wind; **प्रवातेन सुभगः=प्रवातसुभगः** (તૃતીયા તત્પુરૂષ.)

**कथय कियत् अवशिष्टं रजन्याः इति**—કહો, રાત્રીનો કેટલો ભાગ બાકી રહ્યો છે—Say how much of the night is still left.

**न खलु धीमतां कश्चित् अविषयो नाम**—બુદ્ધિમાન માણસોની પ્હોંચ બ્હાર કોઇ વસ્તુ નથી—There is nothing which is beyond the capacity of clever men.

**अनेन तीर्थेन अस्य समीहितं साधयामः**—આ રીતે એની

ષ્ટ સિદ્ધિ અમે કરીએ છીએ. In this way we accomplish the desired object of this man.

अयं सः बलभिदः मित्रं दुष्यन्तः—આ બલ ભિદ્ (ઇન્દ્ર) નો મિત્ર દુષ્યન્ત છે. Here is dushyant, the friend of Balabhid.

तद् इदं अरण्यं यस्मिन् चिरं सीतया सह रामः उषितः—તે આ વન જેમાં ઘણા કાળ સુધી રામ સીતા સાથે રહ્યા (હતા)—This is that forest in which Rama lived in company of Sita for a long time. यस्मिन्+चिरं=यस्मिंः+चिरं ( न् નો અનુસ્વાર ને વિસર્ગ થયો )=यस्मिंश्चिरं;

लोभः चेत् अनलेनकिं—લોભ હોય તો અગ્નિનું શું કામ છે? If there is greed what is the need of fire. લોભ પોતેજ અગ્નિ જેવો છે. अनल is desired from अन् not and अलं enough; so अनल is that for which nothing is enough; that which reaches and destroys everything i. e. fire.

कन्या हि परकीयः एव अर्थः—કન્યા પારકાની પુંજી છે—A girl is the property of some one else.

प्रायेण निःसारस्य पदार्थस्य महान् आडंबरः—નિઃસાર પદાર્થનો ઘણું કરીને મોટો આડંબર હોય છે—The pomp of an unsubstantial thiug is generally great. निःसार निर्गतं सारं यस्मात् सः—જેમાંથી સાર—સત્વ જતું રહ્યું છે તે

कन्या नाम महताम् अपि महद् दुःख etc—કન્યા એ મોટાઓને પણ બહુ દુઃખકર છે, ધિક છે તેને; A girl is a source of much pain even to the great; fie upon her.

---

शैले शैले.........गजे
साधव न.........वने

દરેક પર્વત ઉપર માણુક હોતા નથી; દરેક ગજ(ના માથામાં) ઉપર મોતી હોતાં નથી; દરેક વનમાં ચંદન હોતાં નથી; તેમ સાધુ માણસો પણ ઠેકાણે ઠેકાણે હોતા નથી.Every mountain does not bear a gem; nor does every elephant a pearl, every forest does not boast of a sandal tree; (similarly) good men are not (to be found) every where. शैले शैले=प्रतिशैलं=in every mountain.

---

वयं अत्रस्मः=वयमत्रस्मः—અમે આ રહ્યા.

पत्रैः पर्णैः किम्—આ પાંદડાંનો શો ઉપયોગ છે.

धिक् इमं मूर्खम्=धिगिमं मूर्खम्—ધિક છે આ મૂર્ખને.

त्वं शून्यहृदयः किम् असि—त्वं शून्यहृदयः किमसि—તું શૂન્ય હૃદય કેમ છે ?

---

# પાઠ ૧૪ મો,

આજ્ઞાર્થકકાળમાં કોઇને આજ્ઞા કરવાનો અર્થ હોય છે; કર્તા પોતે ક્રિયા કરતો નથી; પણ કોઇને કાંઈ ક્રિયા કરવાનું કહે છે; તેના પ્રત્યયો નીચે પ્રમાણે:—

| परस्मैपद | | | आत्मनेपद | | |
|---|---|---|---|---|---|
| आनि | आव | आम | ऐ | आवहै | आमहै |
| × | तम् | त | स्व | इथाम् | ध्वम् |
| तु | ताम् | अन्तु | ताम् | इताम् | अन्ताम् |

આજ્ઞાર્થક રૂપોના પ્રત્યયો લગાડતાં પહેલાં ધાતુને ગણનો પ્રત્યય લગાડવો ને ગુણ વૃદ્ધિના નિયમો સાચવવા; પછી પ્રત્યયો લગાડી, સંધિ નિયમો ધ્યાનમાં રાખવાથી આજ્ઞાર્થ રૂપો સહેલાઈથી તૈયાર થશે. अन्तु અને अन्ताम् આગળ આગલો अ ઉડી જાય છે તે ધ્યાનમાં રાખવું. દાખલા તરીકે भू; भू+अ ( ગણ નિશાની )=भव्+अ; હવે પ્રત્યયો; भव्+अ+आनि વગેરે; તેજ પ્રમાણે पुष्ना पुष्+य ( ગણ નિશાની+आनि વગેરે=पुष्याणि અહિં न्નો ण् થયો કારણ કે આગળ ष् આવેલો છે ને વચમાં સ્વર આવેલો છે; તેજ પ્રમાણે दिश्નાં दिशानि વગેરે; कथ ( દશમા ગણના ) कथ्+अय+आनि=कथयानि વગેરે.

તેજ પ્રમાણે આત્મનેપદીમાં मुद्નાં मोद् (ગુણ થયો)+अ+ऐ=मोदै વગેરે; युध्નાં युध्+य+ऐ युध्यै વગેરે; मृનાં म्रिय् ( આદેશ)+अ+ऐ=म्रियै વગેરે; मृगનાં मृग्+अय+ऐ=मृगयै વગેરે.

| ૧ લો ગણ:—પરસ્મૈપદ. | | | ૧ લો ગણ આત્મનેપદ. | | |
|---|---|---|---|---|---|
| भवानि | भवाव | भवाम | मोदै | मोदावहै | मोदामहै |
| भव | भवतम् | भवत | मोदस्व | मोदेथाम् | मोदध्वम् |
| भवतु | भवताम् | भवन्तु | मोदताम् | मोदेताम् | मोदन्ताम् |

૪ થો ગણ:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| पुष्याणि | पुष्याव | पुष्याम | युध्यै | युध्यावहै | युध्यामहै |
| पुष्य | पुष्यतम् | पुष्यत | युध्यस्व | युध्येथाम् | युध्यध्वम् |
| पुष्यतु | पुष्यताम् | पुष्यन्तु | युध्यताम् | युध्येताम् | युध्यन्ताम् |

છટ્ઠો ગણ:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| दिशानि | दिशाव | दिशाम | म्रियै | म्रियावहै | म्रियामहै |
| दिश | दिशतम् | दिशत | म्रियस्व | म्रियेथाम् | म्रियध्वम् |
| दिशतु | दिशताम् | दिशन्तु | म्रियताम् | म्रियेताम् | म्रियन्ताम् |

દશમો ગણ:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| कथयानि | कथयाव | कथयाम | मृगयै | मृगयावहै | मृगयामहै |
| कथय | कथयतम् | कथयत | मृगयस्व | मृगयेथाम् | मृगयध्वम् |
| कथयतु | कथयताम् | कथयन्तु | मृगयताम् | मृगयेताम् | मृगयन्ताम् |

આજ્ઞાર્થક રૂપો કેવળ હુકમ કરવામાં વપરાય છે એટલુંજ નહિ પણ ઇચ્છા, પ્રાર્થના અને આશીર્વાદ બતાવવામાં પણ વપરાય છે; જેમકે शतं जीव शरदः—સો વર્ષ જીવો ( આશીર્વાદ ). इहागच्छ [ હુકમ ] અહિં આવ.

---

इकारान्त સ્ત્રીલિંગ નામોનાં રૂપો मति પ્રમાણે કરવાં; ને उकारान्त સ્ત્રીલિંગ નામોનાં રૂપો धेनु પ્રમાણે કરવાં.

---

# ભૂતકૃદંત; સંબંધક ભૂતકૃદંત; હેત્વર્થ કૃદંત.

ભૂતકૃદંત મૂળ ધાતુને त પ્રત્યય લગાડવાથી થાય છે તે આપણે ગયા પાઠમાં શીખી ગયા. હવે સંબંધક ભૂતકૃદંત કેવી રીતે થાય તે શીખીએ.

નિયમ ૧. ધાતુને त्वा ઉમેરવાથી સંબંધક ભૂતકૃદંત થાય છે. જેમકે **भू**=થવું; **भूत्वा**=હોઇને; **क्षिप्** નાખવું **क्षिप्त्वा**=નાંખીને.

નિયમ ૨. પણ જો ધાતુને ઉપસર્ગ લાગ્યો હોય તો त्वाને બદલે य લગાડવો; જેમકે **निक्षिप्** નું **निक्षिप्य** થાય: **उपविश्**–બેસવું; તેનું **उपविश्य**—'બેસીને' થાય; પણ **विश्** દાખલ થવું; તેનું **विष्टवा** 'દાખલ થઇને' એમ થાય.

નિયમ ૩. જો ઉપસર્ગ વાળો ધાતુ સ્વરાન્ત હોય ને અન્ત્ય સ્વર ટુંકો સ્વર હોય તો यને બદલે त्य લગાડવો; જેમકે **जि**—જીતવું; **जित्वा**=જીતીને; પણ **विजि** વિજય પામવો; **विजित्य**—વિજય પામીને; **हृ**=લાવવું; **हृत्वा**=લાવીને; પણ **उपहृ**=પાસે લાવવું; **उपहृत्य**=પાસે લાવીને; પણ જો અન્ત્યસ્વર દીર્ઘ સ્વર હોય તો ઉપસર્ગવાળા ધાતુને त्य ન લાગતાં માત્ર य લાગે છે; જેમકે **अनुभू**=અનુભવવું; **अनुभूय**=અનુભવીને; અહિં त्य ન લાગ્યો કારણ કે ધાતુનો અન્ત્ય સ્વર ऊ દીર્ઘ છે, હ્રસ્વ નથી. દશમા ગણના ધાતુનું સંબંધક ભૂતકૃદંત ખાસ રીતે કરવાનું છે; સામાન્ય રીતે પહેલા, ચોથા, છઠ્ઠા

ગણમાં સંબંધક ભૂતકૃદંત કરતાં આપણે ગણની નિશાની લગાડતાં નથી પણ લાગલોજ त्वा અથવા य લગાડીએ છીએ; જેમકે भूत्वा; लिखित्वा; नष्ट्वा; પણ દશમા ગણમાં સંબંધક ભૂતકૃદંત કરતાં ગણ નિશાની લગાડવી; જેમકે कथ्નું कथ्+अय થયું; હવે त्वाને બદલે इत्वा પ્રત્યય લગાડવો ને તે પહેલાં अयના છેલ્લા अને લોપ કરવો; એટલે कथ्+अय्+इत्वा=कथयित्वा='કહીને' એમ થયું, તેજ પ્રમાણે पीड्નું पीड्+अय्+इत्वा=पीडयित्वा=પાડીને થયું; તેજ પ્રમાણે चुर्નું चुर्+अय=चोर्+अय હવે चोर+अय्+इत्वा=चोरयित्वा–ચોરી કરીને–થયું. અહિં યાદ રાખવાનું કે દશમા ગણના अय પ્રત્યય લગાડતાં જે ગુણ અને વૃદ્ધિના ફેરફારો સામાન્ય રીતે થાય તે અહિં પણ કરવાં; જેમકે क्षल्નું क्षल्+अय પછી क्षाल्+अय ( વૃદ્ધિ થઇ) હવે क्षाल्+अय्+इत्वा=क्षालयित्वा થયું; प्रीનું प्रीण्+अय्+इत्वा=प्रीणयित्वा થયું તે પ્રમાણે બીજા સંબંધક ભૂતકૃદંત રૂપો તૈયાર કરવાં;

દશમા ગણના ધાતુને ઉપસર્ગ લાગ્યો હોય તો તેનો સંબંધક ભૂતકૃદંત આમ કરવો; ધાતુને अय લગાડવો; ગુણ, વૃદ્ધિ, આદેશ વગેરે ફેરફાર કરવા; પછી अयનો આદ્ય अ ઉડાડી દેવો એટલે રૂપ તૈયાર થશે; જેમકે प्रक्षाल्=ધોવું; તેનું प्रक्षाल्+अय ગણ નિશાની લાગતાં થયું; હવે अयનો શરૂઆતનો अ ઉડાડી દેવો, એટલે प्रक्षाल्+य=प्रक्षाल्य ધોઇને એમ થયું; તેજ પ્રમાણે प्रपीड्

ब्रह् पीडवुं—प्रपीड्+अय हवे अयना आगला अनो लोप करवो; एटले प्रपीड्+य प्रपीड्य थयुं.

---

हेत्वर्थक कृदंत के सामान्यरूप, धातुने तुम् प्रत्यय लगाडवाथी थाय छे, तुम् आगळ अन्त्य स्वर अने उपान्त्य ह्रस्व स्वरनो गुण थाय छे; जेमके नी लई जवुं नी+तुम=नेतुम—लइ जवाने जिनुं जेतुम्–जीतवाने कृ–करवुं कृ+तुम्=करतुम्=कर्तुम्–करवाने हृनुं हर्तुम् लइ जवो श्रु=सांभळवुं श्रु+तुम्=श्रोतुम्=सांभळवाने.

पण दशमा गणना धातुनुं सामान्य रूप करवुं होय तो धातुने अय लगाडवो; ने गण वृद्धि आदेश वगेरे फेरफार करवा; पछी अयना अन्त्य अनो लोप करवो; ने इतुम् लगाडवुं; जेमके चुर्=चोरवुं; चुर्+अय=चोर+अय हवे चोर+अय;; अयना छेल्ला अनो लोप करवो; माटे चोर्+अय्+इतुम्=चोरयितुम्=चोरवाने तेज प्रमाणे कथ्नुं कथ्+अय्+इतुम् कथयितुम् तेज प्रमाणे क्षल्नुं क्षाल्+अय्+इतुम्=क्षालयितुम् ;तुल्नुं तोल्+अय्+इतुम्=तोलयितुम्.

नीचे केटलांक संबंधक भूतकृदंत ने हेत्वर्थकृदंत रूपो तैयार आपवामां आव्यां छे.

| | | | |
|---|---|---|---|
| अस् | फेंकवुं | असित्वा | असितुम् |
| कथ् | कहेवुं | कथयित्वा | कथयितुम् |
| गम् | जवुं | गत्वा | गन्तुम् |
| चर् | चालवुं | चरित्वा | चरितुम् |
| चुर् | चोरवुं | चोरयित्वा | चोरयितुम् |
| जि | जीतवुं | जित्वा | जेतुम् |

| | | | |
|---|---|---|---|
| त्यज् | તજવું | त्यक्त्वा | त्यक्तुम् |
| दह् | બળવું | दग्ध्वा | दग्धुम् |
| दृश् | જોવું | दृष्ट्वा | द्रष्टुम् |
| नम् | નમવું | नत्वा | नन्तुम् |
| रम् | રમવું | रन्त्वा | रन्तुम् |
| पच् | રાંધવું | पक्त्वा | पक्तुम् |
| पत् | પડવું | पतित्वा | पतितुम् |
| पा | પીવું | पीत्वा | पातुम् |
| पुष् | પોષવું | पुष्ट्वा | पोष्टुम् |
| प्रच्छ् | પૂછવું | पृष्ट्वा | प्रष्टुम् |
| भू | હોવું | भूत्वा | भवितुम् |
| मन् | વિચારવું | मत्वा | मन्तुम् |
| मुच् | છોડવું | मुक्त्वा | मोक्तुम् |
| रक्ष् | રક્ષવું | रक्षित्वा | रक्षितुम् |
| रुह् | ઉગવું | रूढ्वा | रोढुम् |
| लभ् | મેળવવું | लब्ध्वा | लब्धुम् |
| वद् | બોલવું | उदित्वा | वदितुम् |
| वह् | લઈ જવું | ऊढ्वा | वोढुम् |
| विश् | દાખલ થવું | विष्ट्वा | वेष्टुम् |
| सृज् | ઉત્પન્ન કરવું | सृष्ट्वा | स्रष्टुम् |
| स्मृ | યાદ કરવું | स्मृत्वा | स्मर्तुम् |
| हृ | લઈ જવું | हृत्वा | हर्तुम् |

जयतु जयतु देवः—રાજા જય પામો—Victory to the king.

ततः किं वृत्तम् इति कथय—પછી શું થયું તે મને કહે—Tell me what then happened.

चकोराः चन्द्रिकाम् पिबन्ति—ચકોરો ચંદ્રના પ્રકાશનું પાન કરે છે—Chakoras drink the moonlight.

छात्राणाम् मैत्रः पटुः—વિદ્યાર્થીઓમાં મૈત્ર હોશિયાર છે—Among the students, Maitra is clever.

मैत्रः उत्तमः—છાત્રોમાં મૈત્ર ઉત્તમ છે—Maitra is the best among pupils.

प्रकृत्या लक्ष्मीः लोला—લક્ષ્મી સ્વભાવે ચંચળ છે—Laxmi (goddess of wealth) is unsteady by nature; लक्ष्मी-ના રૂપાખ્યાન नदी પ્રમાણે કરવાં; પણ પ્રથમા વિભક્તિ એકવચ-નમાં लक्ष्मीને બદલે लक्ष्मीः થાય છે.

जलं त्यज घृतं पिब—પાણી તજને ઘી પી-Give up water; drink milk.

जाते ! अयं गुरुः स्थितःउप—પુત્રી, ગુરૂ આ આવ્યા—my child, here is the preceptor come. जाते अयं; અહિં સંધિ થશે નહિ કારણ કે સંબોધન વિભક્તિને અન્તે આવેલો સ્વર પછી આવતા સ્વર જોડે જોડાતો નથી.

पाणिः दानेन शोभते न तु कंकणेन—હાથ આપ્યાથી શોભે છે, કંકણથી નહિ—The hand looks handsome by charity and not by ( putting on ) a bracelet.

भक्तिः ज्ञानाय कल्पताम्—ભક્તિ જ્ઞાનને ઉત્પન્ન કરો—May devotion tend to knowledge; क्लृप् હમેશાં ચોથી વિભક્તિ વાળા નામ જોડે આવે છે.

आचारं तावत् प्रतिपद्यस्व—પહેલાં તો (સન્માન આપવાનો) આચાર પૂરો કર—First of all go through the ceremony (of paying respect to a superior).

चक्रवाकि ! आमन्त्रयस्व सहचरम्—હે ચકવાકિ, ભાઈબંધને રજા આપી—Chakrawaki! give permission to your friend; चक्रवाकि आमन्त्रयस्व અહિં સંધિ નહિ થાય; કારણ કે चक्रवाकि સંબોધન રૂપ છે.

गच्छतु आर्या पुनः दर्शनाय—આર્યા ફરીથી દર્શન માટે જાઓ—Let the respectable lady go for a second meeting.

आर्य ! इदम् आसनम् । उपविशतु भवान्—સાહેબ, આ રહ્યું આસન, આપ બેસો—Sir here is the seat; please sit here, भवत्—આપ સાહેબનાં રૂપ भगवत् પેઠે કરવાં; भवत् હમેશાં ત્રીજા પુરૂષમાં વપરાય છે.

अश्वम् आरुह्य नृपतिः मृगयां कर्तुम् गतः—ઘોડાપર બેસી રાજા મૃગયા કરવા વનમાં ગયા છે—Having mounted the horse, the king has gone to the forest for hunting.

विकारं परमार्थतः अज्ञात्वा अनारंभः खलु प्रतीकारस्य—વિકાર ખરી રીતે જાણ્યા વગર, ઈલાજનો આરંભ ખરેખર થાય

नहि—Without knowing truly the disease, the remedy can not indeed be begun.

असंतुष्टाः द्विजाः नष्टाः संतुष्टाः च अपि पार्थिवाः—અસંતોષી બ્રાહ્મણો નાશ પામે છે; ને સંતોષી રાજાઓ નાશ પામે છે—Unsatisfied Brahmins are ruined and satisfied kings are ruined.

वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे—यथा गुरुः प्राज्ञे विद्यां वितरति तथा एव जडे—જે રીતે ગુરૂ ડાહ્યા વિદ્યાર્થીને શીખવાડે છે તેજ રીતે જડ વિદ્યાર્થીને તે શીખવાડે છે—The preceptor imparts instruction to the dull student in the same manner in which he does to the clever student.

---

दरिद्रान् भर कौन्तेय मा प्रयच्छ ईश्वरे धनम्

व्याधितस्य औषधं पथ्यं नीरुजस्य किम् औषधैः—હે કુન્તીના પુત્ર, દરિદ્રો ( ગરીબ માણુસોને ) નું ભરણુપોષણ કર; પૈસાદારને ધન અપીશ નહિ; ઓષડ તો વ્યાધિ ગ્રસ્ત માણુસ વાસ્તે સારૂં; વ્યાધિમુક્ત માણુસને ઓષડ શા કામનું ?—O, Son of Kunti, maintain the poor; do not give walth to the rich; medicine is useful ( wholesome ) for a diseased man; it is useless ( of what use is it to ) to a healthy one. नीरुज्; निष्क्रान्ता रुक् यस्य सः

( निस्+रुक् निर्+रुक्=नीरुक् ) नीरुक्; तस्य नीरुजः (જેનું દુઃખ જતું રહ્યું છે ).

---

अहं वनं गन्तुम् इच्छामि—હું વનમાં જવાને ઇચ્છું છું= अहं वनं गन्तुमि च्छामि.

લાવ હું આચાર્યને નમસ્કાર કરૂં—आचार्यं तावत् प्रणमामि.

રાજા ! પરિશ્રમ બંધ કર—राजन् ! अलं परिश्रमेण.

હું આ રીતે મારૂં ઇચ્છિત સાધું છું—अनेन तीर्थेन इष्टं साधयामि; अनेन तीर्थेनेष्टं साधयामि.

---

# પાઠ ૧૫ મો.

હવે આપણે શક્યાર્થનાં રૂપો શીખીશું. તેના પ્રત્યયો નીચે પ્રમાણે છે:—

| | | | | આત્મને પદ. | |
|---|---|---|---|---|---|
| ईयम् | ईव | ईम | ईय | ईवहि | ईमहि |
| ईस् | ईतम् | ईत | ईथास् | ईयाथाम् | ईध्वम् |
| ईत् | ईताम् | ईयुस् | ईत | ईयाताम् | ईरन् |

ધાતુને ગણની નિશાનિ લગાડવી; ગુણ વૃદ્ધિ આદેશ વગેરે ફેરફાર કરવા તે પછી આ પ્રત્યયો લગાડવાથી શક્યાર્થનાં રૂપો તૈયાર થશે. ૧ લા, છઠ્ઠા, ૪ થા અને ૧૦ મા ગણનાં રૂપો શિક્ષિકામાં આપ્યા પ્રમાણે તૈયાર કરવાં.

**શક્યાર્થ ક્યારે વાપરવો**—( ૧ ) જ્યારે સંભવ અથવા શક્તિ બતાવવી હોય ત્યારે—**मृगतृष्णिकासु जलं पिबेत् किंतु मूर्खजनचित्तम्, नआराधयेत्**—ઝાંઝવાંનાં જળ ( મૃગજળ )માંથી કોઇ પાણી પી શકે; પણ કોઇ મૂર્ખ માણસના ચિત્તને પ્રસન્ન કરી શકે નહિ; અહિં મૃગજળમાંથી જો કે તૃષા છીપાવાય નહિ તે છતાં માની લોકે તૃષા છીપી શકાય [ આ પ્રમાણે **पिबेत्**—સંભવ બતાવે છે ) પણ મૂર્ખનું ચિત્ત તો કોઇ પ્રસન્ન કરી શકે નહિ ( અહિં **आराधयेत्**—શક્તિ બતાવે છે ).

( ૨ ) જ્યારે હુકમ કરવો હોય ત્યારે:—જેમકે, **ऋषीन् कदापि मा अवधीरयेः**—કોઇ દિવસ ઋષીયોનો તિરસ્કાર કરીશ નહિ; **प्रतिदिनं संध्याम् उपासीत**—દરરોજ સંધ્યા કરવી; **दुर्बलः युद्धे वैतसीम् वृत्तिम् आश्रयेत्**—દુર્બલે યુદ્ધમાં નમતું આપવું.

( ૩ ) જ્યારે ઇચ્છા બતાવવી હોય ત્યારે:—**अनुरूपं वरं लभेय**—મને લાયક વર મળે—**चिरं जीवेयम्**—હું ઘણાં વર્ષ જીવું.

( ૧ ) પેટા વાકયોમાં પણ શક્યાર્થ વપરાય છે:—જેમકે-**त्वं क्षिप्रं न प्रतिनिवर्तेथाः चेत् अहं म्रियेय**—જો તું જલદીથી પાછો નહિ આવે તો હું મરી જઇશ.

---

**अदस्**નાં ત્રણે જાતિનાં રૂપો શિક્ષિકામાં આપેલાં છે તે વિદ્યાર્થીએ કંઠસ્થ કરવાં.

---

# સંધિનિયમો:—

( ૧ ) પદને અંતે અનુનાસિક શિવાયના કોઈ વ્યંજન પછી કોઇ સ્વર આવે અથવા કોઇ ઘોષ વ્યંજન આવે તો, પેલો વ્યંજન જે વર્ગનો હોય તે વર્ગનો ત્રીજો અક્ષર તે વ્યંજન માટે મુકવો; જેમકે वाक् हरिः અહિં क्‌ની પછી ह् આવ્યો છે. ह् ઘોષ વ્યંજન છે; માટે क्‌ને બદલે ( क् જે વર્ગનો શબ્દ હોય તે વર્ગનો ) ત્રીજો અક્ષર મુકવો: એટલે ग् મુકવો; માટે वाग् हरिः થયું; તેજ પ્રમાણે तत्+आसनम्; અહિં त् પછી સ્વર આવ્યો; માટે त‌ને બદલે त વર્ગનો ત્રીજો અક્ષર द् મુકવો; માટે તે द+ आसनम्=तदासनम् થયું ). भवेत्+अमृतं=भवेदमृतं; चेत्+म्रियेय=चेद्म्रियेय; तत्+मरणम्=तद्+मरणं.

( ૨ ) પણ પદને અંતે અનુનાસિક શિવાય કોઇ વ્યંજન પછી અનુનાસિક આવે તો વ્યંજનને બદલે, વ્યંજન જે વર્ગનો હોય તે વર્ગનો અનુનાસિક મુકવો; જેમકે तत्+मरणम्; અહિં त् પછી म् આવ્યો; म् અનુનાસિક છે; માટે त् ને બદલે त વર્ગનો અનુનાસિક न् મુકવો; એટલે तन्मरणम् થયું; चेत्+म्रियेय=चेन्म्रियेय થયું; एतद्+मुरारिः= एतन्मुरारिः; પણ ધ્યાનમાં રાખવું કે આ ફેરફાર વિકલ્પે થાય છે; આપણી મરજી હોય તો કરવો; માટે चेत्+म्रियेय =चेन्+म्रियेय અથવા चेद् म्रियेय (નિયમ ૧); तत्मरणम्= तन्मरणम् અથવા तद् मरणम् (નિયમ ૧ ) एतत् मुरारिः

=एद् तद् मुरारि અથવાં एतन्मुरारि; (નિયમ ૧ પ્રમાણે); સામાન્ય રીતે આ ફેરફાર વિકલ્પે છે. આપણી મરજી ઉપર આધાર રાખે છે; પણ આ ફેરફાર કર્યા આગળ ફરજીઆત છે તે નીચલા નિયમમાં કહેવામાં આવશે.

( ૩ ) જો પદને અંતે અનુનાસિક શિવાયનો કોઇ વ્યંજન હોય ને તેની પછી પ્રત્યયોને લગતો કોઇ અનુનાસિક આવ્યો તો તે વ્યંજન બદલે તે વ્યંજન જે વર્ગનો હોય તે વર્ગનો અનુનાશિક અવસ્ય ( ફરજીયાત તરીકે ) મુકવો; જેમકે तत्+मयम् અહિં त्‌ની પછી म् આવ્યો; म् અનુનાસિક છે; વળી म् मय પ્રત્યયનો ભાગ છે; ( मात्र અને मय પ્રત્યયો છે. मात्र નો અર્થ ' કેવળ ' થાય છે; मयनो અર્થ ' નું બનેલું ' ) થાય છે.) માટે त्‌ને બદલે त् વર્ગનો અનુનાશિક મુકવો; એટલે तन्+मयम् થયું; આ ફેરફાર તદ્દન ફરજીયાત છે; કારણ કે અહિં અનુનાસિક ( म् ) પ્રત્યય ( मय )નો ભાગ છે; તેજ પ્રમાણે तत्+मात्रम्= तन्मात्रम् ( માત્ર તે ); चित्+मयम्=चिन्मयम् ( જ્ઞાનનું બનેલું ); वाक्+मयम्=( क् ક વર્ગનો અક્ષર છે ને તેનો અનુનાસિક ङ છે ). वाङ्मयम् ( વાણીનું બનેલું એટલે કે સાહિત્ય; વાઙ્મય=સાહિત્ય ) चित्+मात्रम्=चिन्मात्रम् ( કેવળ જ્ઞાન ); પણ तत्+मरणम्=तद् मरणं અથવા तन्मरणम्; અહિં ફેરફાર ફરજીઆત નથી પણ વિકલ્પે છે; કારણ કે અનુનાસિક પ્રત્યયનો ભાગ નથી. ઉપલા ત્રણે નિયમો ધ્યાનમાં રાખવાઃ--

( અ ) પદને અંતે, અનુનાસિક સિવાય કોઇ વ્યંજન + સ્વર અથવા ઘોષ વ્યંજન=વ્યંજનના વર્ગનો ત્રીજો અક્ષર+સ્વર અથવા ઘોષ વ્યંજન.

( બ ) પદને અંતે, અનુનાસિક સિવાય કોઇ વ્યંજન + અનુનાસિક=વ્યંજનના વર્ગનો વિકલ્પે અનુનાસિક+ અનુનાસિક; આ ફેરફાર વિકલ્પે થાય છે એ ધ્યાનમાં રાખવું; આ ફેરફાર ન થાય ત્યારે નિયમ અ લાગુ પડે છે.

( ક ) પદને અંતે, અનુનાસિક સિવાય કોઇ વ્યંજન + પ્રત્યયને લગતો અનુનાસિક=વ્યંજનના વર્ગનો અનુનાસિક+પ્રત્યયને લગતો અનુનાસિક; આ ફેરફાર ફરજીયાત છે તે ધ્યાનમાં રાખવું.

( ૪ ) **अमी** પછી કોઇ સ્વર આવે તો સંધિ થતી નથી; જેમકે **अमी ईशाः=अमीईशा**; **अमी अग्नयः=अमी अग्नयः** વાકયો.

**धिङ् मूढ=धिक् मूढ**; ધિક છે હે મૂઢ; Fie (upon you), O fool **धिक्+मूढ=धिङ्मूढ**; અહિં **क्** પછી અનુનાસિક આવ્યો; માટે વિકલ્પે **क**નો અનુનાસિક કરવો; માટે **धिङ् मूढ** થયું; જો અનુનાસિક ન કરીએ તો **क्**ને બદલે **क** વર્ગનો ત્રીજો અક્ષર મુકવો; કારણ કે **म्** ઘોષ વ્યંજન છે; એટલે **धिग् मूढ** થયું; આ પ્રમાણે **धिक्+मूढ=धिङ् मूढ** અથવા **धिग् मूढ** ( અથવા શિક્ષિકા, નિયમ 3 a and 3 b ).

**नास्ति अगतिः मनोरथानाम्**—ઇચ્છાઓ સર્વત્ર જાય છે—There is no want of room for desires i. e. desires go every where.

**स्वागतं देव्यै**—પધારો દેવી—Welcome, O queen; **स्वागतम्** હમેશાં ચોથી વિભક્તિવાળા નામ સાથે વપરાય છે.

**नेत्रेण काणः । कर्णेन बधिरः । पादेन खंजः**—આંખે કાણો છે; કાને બહેરો છે; પગે લુલો છે:—He is blind in one eye he is deaf in one ear; and he is lame in one leg; જ્યારે શરીરના કોઈ અંગમાં ખોડખાંપણુ બતાવવી હોય ત્યારે ખોડખાંપણુવાળા અંગની ત્રીજી વિભક્તિ વાપરવી; જેમકે **कर्णेन बधिरः**

**कौशिकः अस्मि गोत्रेण**—હું કૌશિક કુટુંબનો છું—I am a kaushika by family.

**चिरं जीव । देवादेशः अनुष्ठितः**—ઘણું જીવો. આપનો આદેશ કર્યો છે—Live long; your order is executed; અહિં **जीव** એ **जीव्** ધાતુનું આજ્ઞાર્થક રૂપ છે ને તે આશીર્વાદના અર્થમાં વપરાયું છે. **देव** શબ્દ રાજા, મહારાજાને સંબોધન કરતાં નોકરો વાપરે છે; તે માન્યાર્થે વપરાય છે.

**अमी अश्वाः तूर्णं धावन्ति**—આ ઘોડાઓ ઝડપથી દોડે છે—These horses run swiftly. **अमीअश्वा**ની સંધિ થાય નહિ.

**मलीमसां पद्धतिं कदापि न अवलम्बेमहि**—પાપકારી રસ્તો આપણે કદી સ્વીકારીએ નહિ—Let us never resort to a sinful path.

अलम् अनेन अप्रस्तुतेन । प्रस्तुतम् एव उपक्रमे—બહુ થયું આ અપ્રસ્તુત-હું પ્રસ્તુત ( મુદ્દાસર કામ ) શરૂ કરૂં-Enough of this ( away with this ) irrelevant topic; I begin the subject in-hand.

यदि अधर्मात् निवर्तेथाः शोभनं भवेत्—જો અધર્મમાંથી તું પાછો ફરે તો સારૂં. It will be good if you return from sin.

वयस्य विरम अस्मात् निष्फलात् आरम्भात्—મિત્ર, આ નિષ્ફળ આરંભ બંધ કર; Friend, desist from this fruitless work. આરંભ=કામ.

सं-ग्रामः नाम अयं शूराणाम् परमः उत्सवः—સંગ્રામ નામનો આ શૂરપુરૂષોનો મહાન્ ઉત્સવ છે—This named fight is the highest festivity of valient men.

वत्से इमे अपि प्रदेये । न युक्तम् अनयोः तत्र गन्तुम्—પુત્રી આ બેને પણ પરણાવાની છે, માટે તેમને માટે ત્યાં જવું વ્યાજબી નથી. My daughter, these two are to be given in marriage also; therefore it is not proper for them to go there. જ્યારે કણ્વ ૠષિ શકુંતલાને તેના પતિગૃહે વળાવે છે ત્યારે શકુંતલા કહે છે કે " મારી બે સખીઓને મારી સાથે મોકલો ". ત્યારે કણ્વ કહે છે કે "ના એમ થાય નહિ; જેમ તને પરણાવીને પતિગૃહે મોકલીએ છીએ તેમ એમને બેને પણ પરણાવાની છે; માટે તારા પતિગૃહે સોબત સારૂ તે આવી શકે નહિ." અહિં इमे+अपिની સંધિ થઈ નહિ કારણ કે इमे દ્વિવચન છે,

हला अमू सख्यः क नु खलु भवेयुः—અલિ, એ સખીઓ ખરેખર ક્યાં હશે—My friend, where must those friends be.

न्याय्यां वृत्ति समाचरेत्—વ્યાજબી રીતે વર્તવું જોઇએ—One should practise just behaviour; one should act justly; અહિં શક્યાર્થ કર્તવ્ય (ફરજના) અર્થમાં વપરાયો છે.

कथं पुनरमी कवयः सर्वे रामचन्द्रम् एव वर्णयन्ति—એનું શું કારણ હશે કે આ બધા કવિઓ રામચંદ્રનાંજ વખાણ કરે છે—How is it that all these poets praise Ramachandra alone.

न मुह्येत् अर्थकृच्छ्रेषु न च धर्मं परित्यजेत्—નાણાંની ભીડને વખતે ગભરાવું જોઇએ નહિ અને ધર્મ તજવો જોઇએ નહિ—One should not get bewildered and should not give up one's duty in pecuniary difficulties.

शाम्येत् प्रत्यपकारेण नोपकारेण दुर्जनः—દુર્જન ઉપકાર ( સારૂં ) કરવાથી શાંત થાય નહિ પણ સામું ભુંડુ કરવાથી ( શાંત થાય ); A wicked man will not be pacified by an obligation but by an evil deed done in return. नोपकारेण=न+उपकारेण; દુર્જનની સાથે ભલાઇ રાખ્યામાં લાભ નથી. તેની સાથે તે થાય એવો થઇએ તોજ રહી શકીએ. The grammatical order is:—

—दुर्जनः न उपकारेण शाम्येत् ( किंतु ) प्रत्यपकारेण.

**सर्वतो जयम् अन्विच्छेत् पुत्रात् इच्छेत् पराजयम्**-બધેથી જય મેળવવાની માણુસે આશા રાખવી; પણ પુત્રને હાથે તો હાર ખાવાનીજ ઇચ્છા રાખવી—One should wish for victory from ( over ) all; but one should wish to be surpassed by his son. આ વાક્ય બહુ સુંદર ભાવ બતાવે છે; દરેક ઠેકાણે માણુસે જીતની આશા રાખવી; પણ પોતાનો પુત્ર પોતા કરતાં પણ ચઢી જાય અને સરસાઇમાં વિજયવંત નિવડે એવી આશા રાખવી.

**ईश्वरेच्छया विषम् अपि अमृतं कचिद् भवेत् अमृतं वा विषं ( भवेत् )** By the will of the almighty sometimes poison may prove nectar and nectar may prove poirson—પ્રભુની ઇચ્છાથી કોઇકવાર, વિષ અમૃત બને અને અમૃત વિષ બને—અહિં શકયાર્થ સંભવ બતાવે છે.

---

તમારા ગુરૂનો આદેશ તમારે પાળવો જોઇએ—**गुरोः आदेशान् अनुतिष्ठेत-गुरोरादेशानुतिष्ठेत.**

ગેરવ્યાજબી કામોમાંથી અટકો—**अधर्मेभ्यः विरम; अधर्मेभ्यो विरम;** અહિં આજ્ઞાર્થક રૂપ વાપર્યું છે. **रम्**—રમવું એ **आत्मने पदीय** ધાતુ છે; પણ તેની સાથે **वि, आ, परि** અથવા **उप** ઉપસર્ગ આવે તો તે પરસ્મૈ પદ પ્રત્યય લે છે.

પછી શું થયું તે તમારે મને કહેવું જોઇએ—**ततः किं वृत्तं तत् ( माम् ) कथयेः** સામાન્ય રીતે ઇંગ્રેજીમાં બીજે પુરૂષ બહુ-

વચન વપરાય છે; બીજો પુરૂષ એકવચન જવલ્લે વપરાય છે; પણ સંસ્કૃતમાં તેમ નથી; માટે અહિં બીજો પુરૂષ એકવચન વાપર્યું છે.

જો તું જુઠું ન બોલે તો સારૂં—**यदि ( त्वं ) असत्यं न भाषेथाः तर्हि शोभनं भवेत्; यद्य ( त्वं ) सत्यं न भाषेथास्तर्हि शोभनं भवेत्; यदि+असत्यं=यद्यसत्यं; यदि**—જો; **तर्हि**—તો. **यदि**ની પછી **तर्हि** વાપરવું હોય તો વાપરવું; ને ન વાપરો તો પણ ચાલે.

પ્રસિદ્ધ ચોરો પકડાયા છે—**प्रसिद्धाः चौराः गृहीताः प्रसिद्धाश्चौरा गृहीताः; गृह्**—પકડવું; તેનો ભૂતકૃદંત **गृहीत** થયો.

---

# પાઠ ૧૬ મો.

**अस्मद्** અને **युष्मद्**નાં રૂપો શિક્ષિકામાં આપેલાં છે તે મુખાગ્ર કરવાં; જ્યાં બે રૂપ થતાં હોય તો બે રૂપ ધ્યાનમાં રાખવાં; કેટલાંક ટુંકા રૂપો છે; જેમકે **माम्**ને બદલે **मा** ટુંકું રૂપ છે; **अस्मान्**ને બદલે **नः** ટુંકું રૂપ છે.

**त्वाम्**ને બદલે **त्वा** ટુંકું રૂપ છે; **युष्मान्**ને બદલે **वः** ટુંકું રૂપ છે. આ ટુંકા રૂપો ક્યાં વાપરવાં તે વારતે નીચેના નિયમ ધ્યાનમાં રાખવાઃ—

૧. જ્યારે **अस्मद्** અને **युष्मद्**નાં લાંબા રૂપો એકવાર વપરાઇ ગયાં હોય તો પછી ટુંકાંરૂપો અવસ્ય વાપરવાં.

૨. બીજે પ્રસંગે **अस्मद्** અને **युष्मद्**ના ટુંકા રૂપો લાંબા રૂપો વારતે વિકલ્પે વાપરી શકાય પણ.

૩. ( અ ) તે ટુંકા રૂપો વાક્યની શરૂઆતમાં વપરાય નહિ; ( બ ) સંબોધનરૂપ પછી વપરાય નહિ. ( ક ) અને **च**, **वा**, અને **एव** આટલા અવ્યયો પહેલાં વપરાતાં નથી; જેમકે **मम गृहं** પણ **मे गृहम्** થાય નહિ; કારણ કે વાક્યની શરૂઆતમાં ટુંકું રૂપ વપરાય નહિ. **तव कृत्यम् एतत्** આતો તારૂંજ કામ અહિં **तव**ને બદલે **ते** વપરાય નહિ; કારણ કે તેની પછી **एव** અવ્યય આવેલો છે. **हे कृष्ण, नः पाहि** એમ ન થાય—( હે કૃષ્ણ અમને રક્ષ ); કારણ કે સંબોધન રૂપ ( **कृष्ण** સંબોધન વિભક્તિ છે ) પછી ટુંકું રૂપ ન વપરાય; માટે **हे कृष्ण अस्मान् पाहि** એમ બોલવું; તેજ પ્રમાણે **हरि त्वां मां च रक्षतु** હરિ, તમને અને મને રક્ષે—અહિં **त्वा** અને **मा** વપરાય નહિ. કારણ કે **च** અવ્યય આવેલો છે.

---

# વાક્યો.

**आढ्यम्-इदं नगरं**—આ નગર પૈસાદાર છે—This town is rich **क्षेयं पापं जेयं मनश्च**—પાપનો નાશ કરવો જોઇએ અને મનને જીતવું જોઇએ—Sin should be destroyed and mind deserves to be subdued.

**कुमार त्वं अस्य कृते शोकं वोढुम् न अर्हसि**—કુમાર તમારે આને વાસ્તે શોક ધારણ કરવો ઘટતો નથી-Prince, it does not become you to bear grief for the sake of

this. कृते=માટે; તે હમેશાં છઠ્ઠી વિભક્તિવાળા નામ સાથે આવે છે. बोद्धुम् એ वहतुं સામાન્ય રૂપી હેત્વર્થક કૃદંત છે).

मेघेभ्यः जलबिन्दवः अपतन्—વાદળામાંથી પાણીના બિંદુઓ પડયાં—Drops of water fell from clouds. जलस्य बिन्दु जलबिन्दुः ( षष्ठीतत्पुरुष );

रवेः उदयेन पद्मानि उदमीलन् कुमुदानि च न्यमीलन्—સૂર્યના ઉદયને લીધે પદ્મ ઉઘડયાં અને કુમુદો બીડાયાં—On account of the rise of the sun, the sun lotuses opened and moonlotuses closed. કમળ બે જાતનાં છે. કેટલાક દિવસે ઉઘડે છે ને રાત્રે બીડાય છે ( પદ્મ તે જાતનું છે. ) કેટલાક દિવસે બીડાય છે ને રાત્રે ચંદ્રના પ્રકાશમાં ખીલે છે. (કુમુદ તે જાતનું છે.)

अहो कथम् अद्यापि एषा संज्ञाम् न प्रतिपद्यते—અહો, હજુ સુધી પણ આને કેમ ભાન આવતું નથી– Oh, how is that she does not still recover her consciousness.

अमीभिः वाक्यैः एनाम् असान्त्वयन्—આ વાકયોથી એને તેઓએ શાંત કરી–They pacified her by these sentences.

दशरथः रामस्य वियोगेन प्राणान् अत्यजत्—દશરથે રામના વિયોગને લઇને પ્રાણ છોડયા—Dasharatha gave up his life on account of seperation from Rama. प्राण હમેશાં સંસ્કૃતમાં બહુ વચનમાં વપરાય છે.

चित्रया चन्द्रः इव रामः सीतया व्यराजत–ચિત્રાથી જેમ ચન્દ્ર ( શોભે ) તેમ સીતાથી રામ શોભ્યા–Rama shone in

company of Sita as the moon does in company of (the constellation ) Chitra

**अधुना भवदाज्ञा प्रमाणम् इति उक्त्वा व्यरमत्**-હવે આપ કહો તેમ કરૂં એમ બોલીને તે શાંત થયો—He stopped having said that your order will be respectfully obeyed now.

**भवतः आज्ञा** ( તમારી આજ્ઞા-ષષ્ઠીતત્પુરૂષ )=**भवत्+आज्ञा= भवदाज्ञा; उक्त्वा** એ **वच्** (બોલવું)નું સંબંધક ભૂતકૃદંત રૂપ છે.

**वत्से न ते मंगलकाले रोदितुम् उचितम्**-પુત્રી. સારે ટાણે રોવું તારે માટે વ્યાજબી નથી—My daughter, it is not proper for you to weep on an auspicious occasion **मंगलस्य काले: मंगलकाले ( षष्ठी तत्पुरुष )**. આ શબ્દો કણ્વ ઋષિ શકુંતલાને કહે છે.

**प्रसन्नः ते तर्कः**—તમારી અટકળ ખરી છે—Your conjecture is correct.

**श्रीशः त्वा भवतु मा अपि इह**—લક્ષ્મીપતિ અહિં તારૂં અને મારૂં રક્ષણ કરો—May the Lord of Laxmi protect you and me; અહિં **त्वाम्** અને **माम्**ને બદલે ટુંકા રૂપો વપરાયાં છે. **श्री=लक्ष्मी श्री**નાં રૂપો નીચે પ્રમાણે થાયછે.

| | | |
|---|---|---|
| **श्रीः** | **श्रियौ** | **श्रियः** |
| **श्रियम्** | **श्रियौ** | **श्रियः** |
| **श्रिया** | **श्रीभ्याम्** | **श्रीभिः** |
| **श्रिये-यै** | **श्रीभ्याम्** | **श्रीभ्यः** |

| | | |
|---|---|---|
| श्रिया:—य: | श्रीभ्याम् | श्रीभ्य: |
| श्रिया: य: | श्रियो: | श्रियाम्—श्रीणाम् |
| श्रियि, श्रियाम् | श्रियो: | श्रीषु |

હવે श्रिया ईश:—લક્ષ્મીનો પતિ—श्रीश:

वेदै: अशेषै: वेद्य: कृष्ण: अस्मान् सर्वदा अवतु—બધા વેદોવડે જે સારી રીતે જાણી શકાય એવા કૃષ્ણ સદા અમારું રક્ષણ કરો—My Krishna who can be properly known by means of all the Vedas always protect us. अशेष—all; that which has no शेष or remainder: नास्ति शेष: यस्य=अशेष: ( बहु, व्रीहि )—જેને શેષ નથી. એટલે કે બધું.

मलयम् विना अन्यत्र चंदनं प्ररोहति न—મલય પર્વત શિવાય બીજે ઠેકાણે ચંદન ઉગતું નથી—Sandal does not grow elsewhere except on the Malay a mountain. विना બીજી અથવા ત્રીજી અથવા પાંચમી વિભક્તિવાળા નામ સાથે આવે છે, તે ધ્યાનમાં રાખવું. मलय પર્વત સંસ્કૃત સાહિત્યમાં ચંદન વૃક્ષના રહેઠાણ તરીકે ઘણો પ્રસિદ્ધ છે. मलयज—મલય પર્વતમાં ઉત્પન્ન થતું—એનો અર્થજ ચંદન થાય છે.

हंस, मे कान्ता प्रयच्छ; अस्या: गति: त्वया हृता—હંસ, મારી પ્રિયા આપ; ( કારણ કે ) તેની ગતિ ત્હેં ચોરી લીધી છે. O swan, give me my beloved; because her gait has been stolen by you. સંસ્કૃત ભાષામાં સ્ત્રીઓની ચાલવાની રીત હમેશાં હંસની ચાલવાની રીતની સાથે સરખાવાય છે.

